## પ્રસ્તાવના

સને ૧૯૨૪–૨૫માં હિન્દુ મુસ્લિમ વચ્ચે વિખવાદ વધી પડયો હતો, ત્યારે એકબીજી પ્રજા વચ્ચેની ગેરસમજ દૂર થાય અને ખાસ કરીને હિન્દુભાઇઓ ઇસ્લામ ધર્મને હસ્તીમાં લાવનાર ખુદાના ફિરસ્તા હજરત મુહમ્મદ પયગમ્બર સાહેબ સ. અ. વિશે કંઇક જાણે એ દૃષ્ટિબિન્દુથી આ સંક્ષિપ્ત જીવનચરિત્ર લખવાનું કાર્ય હાથમાં લેવાયેલું. અને તે સત્યાગ્રહ આશ્રમના મુખપત્ર હસ્તલિખિત મધપૂડામાં પ્રકટ થતું. અને તેના ઉતારા કેટલાક સામાયિકોમાં પણ ગયેલા. તે જ વખતે વાચકોની અને મિત્રોની તેને પુસ્તકના રૂપમાં પ્રકટ કરવાની માંગ આવી; પરંતુ અતિવૃષ્ટિ, બારડોલી વિગ્રહ, તેમ હાલનું યુદ્ધ અને મુ. ઈમામ સાહેબની અસ્વસ્થ તબિયતને કારણે તે કામ હાથમાં લઈ શકાયું નહિ, અને જ્યારે આવા પ્રજા ઉપયોગી જીવન ચરિત્રને પ્રકટ કરવાની ભાઈશ્રી જયંતીલાલ દોશીએ તકલીફ ઉપાડી, તે વખતે મુરબ્બી ઈમામ સાહેબ જેલમાંથી માંદગી લઈ આવેલા, અને તેમાં જ તે દેવલોક થયા. એટલે આ મેટરને સુધારી યોગ્ય રીતે વાચકોના હાથમાં મૂકવાની કડવી ફરજ મારે માથે આવી પડી. પરંતુ તેમ કરું તે પહેલાં તો આજે જેલ જાઉં છું. એટલે હવે તો પ્રકટ કરતાં જે જે ભૂલ જણાય તે બદલ મારી માગી જેમનું તેમ પ્રજા સમક્ષ મૂકાવું છું. તેને ઉદાર વૃત્તિથી વાચકો નિભાવી લેશે એવી મારી આશા છે. વધારે સુધારો વધારો બીજી આવૃત્તિ વખતે છૂટો હોઈશ તો જરૂર કરીશ.

સત્યાગ્રહ આશ્રમ
તા. ૯મી જાન્યુઆરી ૧૯૩૨

ગુલામ રસુલ કુરેશી

## : ગ્રાહકોને :

'સિતમની ચક્કી' નામનું પુસ્તક મોકલવાનું 'નવવિધાન'માં અમે જણાવેલું પણ અનિવાર્ય સંજોગોને લઈને તે પુસ્તક બહાર પાડી શકયા નથી. તેથી આ પુસ્તક આ સાલના છેલ્લા પુસ્તક તરીકે આપીયે છીએ. અને બીજા વર્ષનું પહેલું પુસ્તક 'રશિયન વાતો' છપાય છે તે તથા તે પછીનાં પુસ્તકો ક્રમવાર પોસ્ટ કરવામાં આવશે.

પ્રકાશક

# હઝરત મુહમ્મદ પયગમ્બર સાહેબ (સ. અ.)

[સંક્ષિપ્ત જીવન ચરિત્ર]

## પ્રકરણ ૧ લું

અરબસ્તાનને માથે અજ્ઞાનનું વાદળ છવાયેલું હતું, તે વખતે અરબસ્તાનના મશહૂર કુરેશ ખાનદાનમાં મુહમ્મદ સાહેબ સ. અ. નો જન્મ થયો. તેમના પરદાદાનું નામ હાશમ હતું, તેથી તેમનું ગોત્ર 'બની હાશમ'ને નામે ઓળખાતું. તેઓ ઘણા બહાદુર હતા. એક વખત મક્કા ઉપર દુશ્મન ચડી આવતાં તેમણે ઘણી બહાદુરી દાખવી શત્રુને પાછા કાઢયા હતા, અને મક્કા તથા કાબાને બચાવ્યાં હતાં. આ ઉપરથી મક્કાવાસીઓએ તેમને મહાફિઝે કાબા બનાવ્યા. એ તેમને માટે એક અભિમાનનું ચિહ્ન હતું. ત્યારથી આ લોકોનો મોભો મક્કાવાસીઓમાં વધી પડયો. પયગમ્બર સાહેબના જન્મકાળે તેમના દાદા અબ્દુલ મુત્તલિબ મહાફિઝે કાબા તરીકે હતા.

પયગમ્બર સાહેબના પિતાનું નામ અબ્દુલ્લાહ અને માતાનું નામ આમિના હતું. તેમના જન્મ પહેલાં અબ્દુલ્લાહ વ્યાપાર અર્થે

સીરિયા ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં વાટમાંજ મદીના આગળ તેમનો દેહ પડ્યો. પુત્ર જન્મ લે તે પહેલાં તો માથેથી પિતાની ઓથ ઊડી ગઈ.

પયગમ્બર સાહેબની જન્મ તિથિ સામાન્ય રીતે ૧૨ રબીઉલ અવ્વલ મનાયેલ છે, પરંતુ ઐતિહાસિક શોધખોળથી હાલમાં ૯ મી ર. અ. એટલે ઈ. સ. ૫૭૦ના ઑગસ્ટની ૨૬મી તારીખ જણાયેલ છે.

હુવે પહેલુએ આમિનાસે હુવેદા
દુઆએ ખલીલ ઓર નવીદે મસીહા.

આમિનાના ઉદરે દીકરાના જન્મની વાત સાંભળતાં જ અબ્દુલ મુત્તલિબ તે બાળકને ખોળામાં લઈ કાબાની પ્રદક્ષિણાએ ગયા. પોતાના ઘરડે ઘડપણ નાના દીકરાનો જે ઘા પહોંચેલ તે વિસારી પોતાના સ્વર્ગસ્થ દીકરાની ઓલાદ જોઈ ઇશ્વરનો આભાર માનવા લાગ્યા. બાળકને સાતેક વાસા થયા ત્યારે દાદાએ ભારે ધામધૂમથી સગનિ નોતર્યાં. બાળકનું નામ ' મુહમ્મદ ' પાડયું પણ માતા તેમને ' અહ્‌મદ ' નામથીજ બોલાવતા હતા.

અરબસ્તાનના પ્રતિષ્ઠિત ગણાતા લોકો તે કાળે પોતાના બાળકો ઉછેરવાનું કામ ગામડાની ધાવોને સોંપતા. તે પ્રમાણે પયગમ્બર સાહેબને પણ એક ધાવને સોંપવામાં આવ્યા. ધાવનું નામ હલીમા હતું. તે બહુ પ્રેમાળ હોવાથી બાળકની ખૂબ સંભાળ રાખતાં, અને મા તથા દાદાના સંતોષ માટે દર ૭ માસે મોઢું બતાવવા બાળકને મક્કા લાવતાં. તેમની બે વર્ષની વય થતાં ધાવે ધાવણ છોડાવી તેને આમિના પાસે હાજર કર્યું. બાળકનું પોષણ સંભાળ પૂર્વક થયેલું જોઈ તેમને લાગ્યું કે કદાચ મક્કાની હવા બાળકને ન સદે, અને તંદુરસ્તી બગડે માટે તેમણે હલીમાને કહ્યું: " તમે આ

બાળકને ફરી પાછો લઈ જજો. હોશિયાર થશે એટલે તેડાવી લેશું.” જુવાની સાથે વૈધવ્ય અવસ્થામાં આમ એકના એક બાળકને દૂર રાખવું તે ઘણી માતાઓને દોહ્યલું થઇ પડે છે, બીજી બાજૂ, માતાનાં ખોટાં લાલનપાલનથી ઘણાં બાળકોની જિંદગી હમેશને માટે બગડે છે. પણ આમિના, પુત્ર સાથે થોડો વખત આનંદમાં ગુમાવવા કરતાં, પુત્રના ભાવિ સુખની વિશેષ લાલસા રાખતા હતા. તેથી તે પતિનો શોક તથા પુત્રનો વિયોગ બન્ને સહવા તૈયાર થયાં. તેમનું આ ડહાપણ અને હોશિયારી અત્યંત દીર્ઘદૃષ્ટિવાળાં હતાં.

અરબસ્તાનમાં કુરેશીઓ વાગચાતુર્ય અને લાવણ્યમાં અત્યંત પ્રખ્યાત હતા. હલીમા એક ગામડાની રહેવાસી હતી એટલે આમિનાને પોતાનું બાળક આમ જંગલી જેવા લોકોમાં ઉછરે તે વિષે ખટકો થયો, પણ બાળકના આરોગ્યની ખાતર એ સઘળું સહન કરી તેમાં જ સુખ માન્યું. આમ થવા દેવામાં કુદરતી ભેદ જરૂર હતો. કારણ દુનિયાના સાહિત્યમાં ‘કુરાન’ જેવી વસ્તુનો નમૂનો મૂકી જનાર એક ગામડી, ભરવાડ તથા રબારીઓમાં ઉછરેલો જ માણસ હતો, એમ જાણતાં આપણા હોશકોશ ઊડી જાય છે. હલીમાએ બીજા બે વર્ષ એ બાળકનું પોષણ કર્યું અને ચોથે વર્ષે બાળકને માતાની ગોદ સોંપડી.

મુહમ્મદ સાહેબ સ. અ. નું વય ૭ વર્ષનું થયું ત્યારે તેમનાં મા તેમને મદીના લઇ ગયાં. ત્યાંથી પાછા ફરતાં રસ્તે જ માતા મૃત્યુના ભોગ બન્યાં. નાનું બાળક આ દુનિયામાં માબાપ રહિત થયું. તેમની કુમકે તેમના દાદા ધાયા. પણ મુહમ્મદ સાહેબ સ. અ.ને ભાગ્યે જ આઠ વર્ષ થયાં હશે કે દાદાનો પણ દેહ પડચો. હવે મુહમ્મદ સાહેબ સ. અ.ને નજીકની ઓથ જ ન રહી. ત્યારે તેઓ કાકા અબુતાલિબને આશ્રયે રહેવા લાગ્યા.

આટલી નાની વયમાં દુ:ખની પરંપરાથી તેમના સ્વભાવમાં ઉત્તમ પ્રકારની ધીરજ, દયા અને સહિષ્ણુતા ઉત્પન્ન થાય અને તે ગુણો વડે તેઓ પોતાના દેશબંધુઓને અંધકારના કૂવામાંથી બહાર કાઢે તે કાંઈ ઓછો ઈશ્વરી સંકેત નથી.

સાધારણ માણસમાં નહિ જણાતી ઊંડા વિચાર કરવાની ટેવ આ બનાવોને લીધે તેમનામાં સહેજે આવી ગઈ. અરબસ્તાનનાં પહાડો અને ટેકરીઓ, રણ કે સુનસાન જંગલ, તેમનાં વિચારમય જીવનનાં સાથીઓ અને સોબતીઓ બની ગયાં. તેઓ આઠ વર્ષની નાની ઉમ્મરથી પહાડો અને જંગલોમાં એકલા ફરવાને ટેવાયા, અને કુદરતના શિષ્ય નોંધાયા હતા. ત્યાં આગળ એક (ગુફા) કે જેનું નામ ગારેહિરા છે કે જેમાં મુખ્યત્ત્વે પ્રાણીનો સંચાર પણ થતો નહોતો. ત્યાં પયગમ્બર સાહેબ પોતાનો ઘણો વખત જ આગળ ઉપર વ્યતીત કરતા.

કાકાએ ભત્રીજાને અત્યંત પ્રેમથી પાળ્યા. ભત્રીજાને કાકા સાથે એટલો બધો પ્રેમ બંધાયો કે તે બન્નેને લાંબા વખત માટે એક બીજાથી વિખુટાં રહેવું વસમું થઈ પડતું. પયગમ્બર સાહેબ બાર વર્ષના થયા ત્યારે તેમના કાકાએ સીરિયા જવાનો મનસૂબો કર્યો. આ સાંભળી મુહમ્મદ સાહેબ સ. અ. અત્યંત નારાજ થઈ ગયા, અને ઘૂંટણિયે પડી પોતાને સાથે લેવા કાકાને વિનવ્યું. લાચાર થઈ કાકાએ તૈયાર થવા 'હા' પાડી.

કાફલો મજલ કાપતો કાપતો [1]બુસરા આવી પહોંચ્યો. ત્યાં બુહેરા નામનો એક મોટો નામીચિન અને માનવંતો વિદ્વાન પાદરી કે જે તોરત અને ઇન્જીલનું સારી પેઠે જ્ઞાન ધરાવતો હતો તેને આ કાફલા સાથે ભેટો થયો, મુહમ્મદ સાહેબ સ. અ.માં છુપાયેલાં પયગમ્બરીનાં લક્ષણો અને ચિહ્નો તેણે નિરખ્યાં. એ ઉપરથી અબુતાલિબને

૧ દમાસ્કની નજીક.

ભાવિ પયગમ્બરની જિંદગી યહુદિયોના ફંદામાં ન ફસાય એ વિષેની તેણે ચેતવણી આપી, અને વિશેષમાં ઉમેર્યું કે આ શિશુ અરબસ્તાનમાં સૂર્ય પેઠે પ્રકાશશે, અને મૂર્તિ પૂજાના વાદળને વિખેરી નાંખશે. તેની સાબિતીમાં તેણે 'તોરત' તથા 'ઇન્જીલ' માંથી ભવિષ્યવાણી ટાંકી- અને કહ્યું કે સાચેજ આ ખુદાનો રસૂલ 'છેલ્લો પયગમ્બર' છે. બુહેરાની વાત સાંભળ્યા પછી અબુતાલિબે ભત્રીજાની વધારે સંભળ લેવા માંડી.

કાકા સાથેની મુસાફરીથી મુહમ્મદસાહેબ સ. અ.ને ઘણો લાભ થયો. તેમને જુદાંજુદાં પહાડો તથા શહેરો જોવાની તક મળી. સાથે સાથે અરબસ્તાનના ઇતિહાસની મશહૂર ચીજોની માહિતી પણ સાંપડી. સફર કરતાં દેશના જુદા જુદા ભાગો, તેની આબો હવા, અને તેથી થતા વિવિધ પ્રકારના ફેરફારોએ મુહમદ સાહેબ સ. અ.ના હૃદયમાં સર્વ- શક્તિમાન પરમેશ્વરની ભવ્યતા અને દબદબાના ઊંચા વિચારો પેદા કર્યા. પહાડો, જંગલો, રણો, નદીઓ, અને નાળાઓ–ટૂંકમાં દુનિયા- ની સઘળી ચીજોએ તેમના હૃદયપર એક પ્રકારની ઊંડી છાપ બેસાડી. જ્યારે જ્યારે પરમેશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાનો તેમને પ્રસંગ મળતો ત્યારે ત્યારે તેઓ આ સઘળી વસ્તુનો હવાલો આપતા, અને કહેતા, "આ સઘળી ચીજો કોણે પેદા કરી છે? તે બધું પોતાની મેળે તેના કર્તા અને પાલનહારના સાક્ષી તરીકે ઊભાં છે તે તમે નથી જાણતા?"

થોડા સમય બાદ કુરેશીઓ અને બની–હવાઝિન વચ્ચે યુદ્ધ સળગ્યું. તે અરબસ્તાનના ઇતિહાસમાં હરબુલફજ્જાર તરીકે ઓળખાય છે. તે વખતે મુહમ્મદ સાહેબ સ. અ. ૧૪–૧૫ વર્ષના હશે; છતાં પણ તેમણે પોતાના કાકા સાથે બે વાર યુદ્ધમાં ભાગ લીધો. આની પહેલાં તેઓ કદી યુદ્ધમાં ગયા ન હતા. આ પછી ૨૫ વર્ષ સુધીનું તેમનું જીવન સામાન્ય વ્યક્તિ જેવું જ વીત્યું છે. તે દર- મિયાન તેઓ યમન ઇત્યાદી દેશોમાં સોદાગરી અર્થે ફર્યા હતા. અને

પ્રમાણિકતા, ઈમાનદારી, ભલમનસાઈ, સત્ય ઇત્યાદી ગુણોને કેળવ્યાં હતાં. આ ગુણોને લીધે જ સમાજ તેમને 'સાદિક' કે 'અમીન' ના નામે સંબોધતો હતો.

આજ અરસામાં મક્કામાં ખદીજા ર. નામની એક વિધવા રહેતી હતી. પોતાનો પતિ માલદાર હોવાથી તેના મૃત્યુ પછી પણ પોતાનો વેપાર હમેશ મુજબ ચાલે તે માટે ખદીજા ર.ને એક પ્રમાણિક માણસની જરૂર હતી. મક્કામાં મુહમ્મદ સાહેબ સ. અ.ને 'અમીન' નું પદ મળી ચૂક્યું હતું. એટલે તે બાઈની નજર તેમના ઉપર ઠરી. ભારે પગાર આપી તેણે મુહમ્મદ સાહેબ સ. અ.ને પોતાના મુનીમ તરીકે રોક્યા. તેઓ ખદીજા ર. નો માલ લઈ સીરિયા ગયા. જ્યાં તેમને ભારે નફો થયો.

સફરમાં મુહમ્મદ સાહેબ સ.અ. સાથે પોતાનો એક વિશ્વાસુ ચાકર ખદીજા ર.એ મોકલ્યો હતો. તેને મુહમ્મદ સાહેબ સ.અ.ના કામકાજ ઉપર છૂપી નજર રાખવાનું ભણાવવામાં આવ્યું હતું. પરંતુ પાછાં ફરતાં ગુપ્તચરે આપેલી માહિતી તેમજ મુહમ્મદ સાહેબ સ.અ.ની કામ કરવાની ઢબ મહેનત અને પ્રમાણિકતા જોઈ ખદીજા ર. તેમની ઉપર એટલી બધી પ્રસન્ન થઈ કે તેણે પોતાનું પાણીગ્રહણ કરવા મુહમ્મદ સાહેબ સ. અ.ને કહેણ મોકલ્યું. તે વખતે તેઓ ૨૫-૨૬ વર્ષના હતા. ઉત્સવની ઉજાણી અર્થે બીબી ખદીજા ર.એ સઘળાં કુરેશીઓને ભારે ધામધૂમથી પોતાના ઘેર નોતર્યા. આ યુગલે પોતાના પંદર સોળ વર્ષ સંપૂર્ણ આનંદમાં ગૂજાર્યાં. તે પછી મુહમ્મદ સાહેબની જીંદગીનો નવો ક્રમ શરૂ થાય છે એ હવે પછી તપાસીશું.

## પ્રકરણ ૨ જું

ખદીજા ર. એક ધનવાન બાઈ હતાં. તેમણે જ મુહમ્મદ સાહેબ સ. અ. ને લગ્નનું કહેણ મોકલ્યું હતું; તેથી તેમને માથેથી કેટલીક ચિંતાઓનો બોજો ઓછો થયો હતો. તેઓ ખદીજા ર. પ્રત્યે ગાઢ પ્રેમ ધરાવતા હતા અને તેણીના દરેક બોલ મીઠાશથી ઝીલતા હતા. ખદીજા ર. પણ તેમની ભારે સેવા ઉઠાવતાં. હલીમાએ મુહમ્મદ સાહેબ સ. અ. ના એક ધનવાન સ્ત્રી સાથે લગ્ન થયાનું સાંભળ્યું ત્યારે તેઓ આ દંપતિને આશીર્વાદ આપવા મક્કા આવ્યા. ત્યાં વાતચીતમાં હલીમાની ગરીબાઈ જણાઈ જવાથી ખદીજા ર. એ મુહમ્મદ સાહેબ સ. અ. નું મનરંજન કરવા હલીમાને ચાલીસ ઘેટાં ભેટ આપ્યાં.

ખદીજા ર. ને પેટે મુહમ્મદ સાહેબ સ. અ.ના ત્યાં ચાર પુત્રીઓ અને એક પુત્રનો પ્રસવ થયો હતો. પુત્રનું નામ કાસિમ

રાખવામાં આવ્યું હતું, પણ તે તો બાળવયમાં જ મરણ પામ્યો. ખદીજા ર. એ જીવનપર્યંત મુહમ્મદ સાહેબ સ. અ.ની વફાદારી અને સત્યથી સેવા કરી હોવાથી તેઓ તેમના પ્રેમ, ત્યાગ અને ઇમાનદારીના હમેશ વખાણ કરતા. તેઓ પોતે ખદીજા ર.ની હયાતીમાં અન્ય કોઈ સાથે લગ્નગાંઠથી જોડાયા નહિ. વળી મરણ બાદ પણ જ્યારે જ્યારે તેઓ મુહમ્મદ સાહેબ સ. અ.ને સાંભરી આવતા ત્યારે ત્યારે તેમનું હૈયું ભરાઈ આવતું.

તેમના એક બીજા પત્નીનું નામ આઇશા ર. છે. તેમની સાથે તેઓ ગાઢ પ્રેમથી રહેતા. એક દિવસ મુહમ્મદ સાહેબ સ. અ.ને ખદીજા ર.નું સ્મરણ થઈ આવતાં હતાશ થયેલા જોઈ આઇશા ર. એ પૂછ્યું " રસુલેલ્લાહ ! શું ખદીજા ર. એક વૃદ્ધા ન હતાં ? તેમના સ્થાને ખુદાએ તમને વધારે સારી પ્રિયતમા નથી આપી ? " મુહમ્મદ સાહેબે સ. અ. ગળગળા કંઠે કહ્યું " ના, બિલકુલ નહિ. હું ગરીબ હતો ત્યારે તેણે મારી સાથે લગ્ન કર્યું, સઘળા લોકો મને જુઠો કહેતા હતા ત્યારે તેણે મને સાચો પારખ્યો, આખું અરબસ્તાન મારું વિરોધી હતું ત્યારે તેણે મારો સાથ આપ્યો." તે હમેશને માટે મારા સુખ દુઃખની ભાગીદાર રહેતી.

લોગ કહેતે હય ચાહ મુશ્કિલ હય,<br>
સચ તો યેહ હય નિભાહ મુશ્કિલ હય.

મુહમ્મદ સાહેબ સ. અ.ની ચાર દિકરીઓના નામ નીચે પ્રમાણે છે. (૧) રૂકઈયાહ, તેમનું લગ્ન ત્રીજા ખલીફા હ. ઉસમાન બીન અફ્ફાન ર. સાથે થયું હતું. (૨) ઝયનબ, તેમનું લગ્ન અબ્દુલ્લાહ બીન જહશ સાથે થયું હતું. (૩) ફાતેમા, ચોથા ખલીફા હ. અલી ર. સાથે લગ્નગાંઠથી જોડાયાં હતાં અને (૪) ઉમ્મેકુલસુમ.

ખદીજા ર. સાથે લગ્ન થયા પછી મુહમ્મદ સાહેબે સ. અ. પોતાનું મન દેશસેવા તરફ લગાડ્યું. પ્રથમ તો તેમણે મક્કાની અંદર જે

અહિંસાનો કાયદો પ્રવર્તતો હતો તેનું પુનર્જીવન કર્યું. આ ભલા કૃત્યમાં તેમણે અરબસ્તાનના બીજા ચાર ખાનદાનના માણસોને ભેળવ્યા. મક્કામાં આજે અહિંસાનું જે પાલન થઈ રહ્યું છે તે સઘળું તેમને આભારી છે.

ઉસમાન બીન હારિસ નામનો એક અરબ ખ્રિસ્તી થઈ ગયો હતો. તેણે એક સમયે પોતાના દેશબાંધવોથી દગો રમી રોમનોને મક્કા સોંપવાનો પ્રપંચ રચ્યો. તેની વિરુદ્ધ મુહમ્મદ સાહેબે સ. અ. તન, મન અને ધનથી એવો તો પ્રયાસ કર્યો કે તેમણે પોતાની જાત અને દેશને વિદેશીઓની ગુલામીની ધૂંસરીમાંથી બચાવી લીધા. અરબસ્તાનના ઇતિહાસમાં આ બનાવની ભારે કિંમત છે.

પેગંબર સાહેબ સ્વભાવે ઘણાં શાંત હતા. જ્યાં કજિયા કંકાસના મૂળ દેખાય કે તેને તરતમાં જ ઉખેડી નાખવા તેઓ સતત પ્રયાસ કરતા. તેઓ અરબસ્તાનને હમેશને માટે એકત્ર કરવા, તથા વાતવાતમાં લડી પડવાની ટેવને પરિણામે સદીઓના વેર બંધાતા તે નાબુદ કરવા ખૂબ પ્રયત્ન કરતા. મુહમ્મદ સાહેબ સ. અ. ૨૫ વર્ષના હતા ત્યારે મક્કાવાસીઓમાં હજરે અસવદ (કાળા પથ્થર)ની બાબત ભારે ચકચાર ચાલેલી. તેની બીના આમ છે. કાબામાં જળપ્રલય આવવાથી હજરત ઇસમાઇલ અ.નું બંધાવેલ મઆબિદ (દેવાલય) પડી ગયું હતું. મક્કાવાસીઓએ તેને નવેસરથી બાંધવા વિચાર કર્યો; પરંતુ હજરે અસવદ હજરત ઇસ-માઇલ અ.ને હાથે ગોઠવાયેલ હોવાથી તે પવિત્ર લેખાતો હતો. તેને હવે કોણ ગોઠવી શકે? દરેક ખાનદાન આ માન ખાટી જવા પોતાના હકનો દાવો રજૂ કરતો. અંતે એવો નિર્ણય થયો કે પરોઢિયે જે વ્યક્તિ હરમના દરવાજેથી પહેલી અંદર પ્રવેશે તેની સલાહ મુજબ અમલ કરવામાં આવે.

કાબા તે અરબસ્તાનમાં પવિત્ર ધામ હતું. વળી હજરત ઇસ્માઇલ અ. સ. તેને ઉપાસના માટે ઠરાવી ગયેલ હોવાથી તેની ઇજ્જત વિશેષ થતી. પયગમ્બર સાહેબ પણ મોટા પરોઢિયે ઉઠી ઇબાદત માટે ત્યાં દરરોજ નિયમિત જતા; જ્યારે આટલા વહેલા ઊઠી કોઈ વ્યક્તિ ખુદાની ખિદમતમાં હાજર થાય છે તે વાતથી મક્કાવાસીઓ બિલકૂલ અજ્ઞાત હતા.

દૈવ પ્રમાણે તે પરોઢિયે હજરત મુહમ્મદ સાહેબ સ. અ. જ ત્યાં આવી પહોંચ્યા. તેથી મજકૂર ટંટાનો નિવેડો આણવા તેમને લવાદ સોંપાયું. લાંબો વિચાર કરી એવી યુક્તિ તેમણે શોધી કે સદરહુ પથ્થરને તેઓ પોતે એક ચાદરમાં મૂકી દે, અને તે ચાદરના છેડાને દરેક ખાનદાન (કુળ)નો એકએક મુખી પકડે અને પછી તેને જ્યાં ગોઠવવો હોય ત્યાં મૂકી દે. મુહમ્મદ સાહેબ સ.અ.ના આ નિર્ણયથી સર્વે લોકો ખુશખુશ થઈ ગયા.

આ પછી કેટલેક દિવસે મુહમ્મદ સાહેબે સ.અ. મનુષ્યજાતિ તરફની પ્રેમભાવનાનો પૂરેપૂરો નમૂનો ફક્ત પોતાના દેશબાંધવોને જ નહિ પણ આખા જગતને બતાવ્યો. ઝેદ ઇબ્ન હારીસ કોઈ લડાઈમાં પકડાવાથી ખદીજા ર. ના ભત્રીજાએ તેને એના દુશ્મનો પાસેથી ગુલામ તરીકે વેચાતો લઈ પોતાની ફઈ ખદીજા ર. ને ભેટ કર્યો હતો. મુહમ્મદ સાહેબ સ.અ.ને ઝેદ ઉપર દયા આવી. તેઓ ગુલામીની પ્રથાને સાંખી શકતા જ ન હતા. જ્યારે જ્યારે તેઓ ઝેદને ગુલામી દશા ભોગવતો જોતા ત્યારે મનુષ્ય પ્રત્યેની પોતાની લાગણી ઇનસાનનું થતું અપમાન જોઈ કકળી ઉઠતી.

તેમણે એને ખદીજા ર. પાસેથી માગી લીધો અને આઝાદ કર્યો. આ બીનાથી ઝેદનો બાપ અજ્ઞાત હતો. થોડાક દિવસ વિત્યે કેટલીક રકમ લઈ તે ઝેદનો દંડ ભરવા આવ્યો. ત્યારે મુહમ્મદ સાહેબે સ. અ.

કહ્યું કે તે સ્વતંત્ર છે. તે ઇચ્છે તો અહીં રહે અથવા તમારી સાથે પાછો ફરે. કિંતુ ઝેદે પોતાના પિતા સાથે જવાનું પસંદ ના કર્યું. તે હવે ધનદોલતથી વેચાતો લેવાયેલો ગુલામ ન હતો, પણ કાચા સતરને તાંતણે બંધાયેલો પ્રેમનો બંદીવાન હતો. તે તો મુહમ્મદ સાહેબ સ. અ.નું સ્વામિત્વ સ્વીકારી પોતાની મહાન આઝાદી સાધી રહ્યો હતો. તે તેમની સાથે જ રહ્યો.

જગતની અંદર આજે કેટલીએ સદીઓથી ગુલામી પ્રથાનો નાશ કરવા અનેક પ્રયાસ થઈ રહ્યા છે. તેના ઉદ્ધારનું માન ઇસ્લામને છે. જે નમુનેદાર દૃષ્ટાંત ઇસ્લામે બતાવ્યું છે તે ક્યાંયે દૃષ્ટિગોચર થતું નથી. મનુષ્યજાત ખુદાની મખલૂક હોઈ તે મહાન પિતાના બધાં બાળકો છે. આપણે બધા આપસમાં ભાઈભાઈ છીએ અને તે પ્રમાણે નો આપણો વ્યવહાર પણ હોવો જોઇએ. તેમાં ઉચનીચનો ભેદ ના હોય તે પ્રમાણે મુહમ્મદ સાહેબે સ.અ. પોતાની ફોઈની દીકરી ઝયનબ જે એક ખૂબસૂરત હોઈ અરબસ્તાનના નામવર ખાનદાનની કન્યા હતી, તેની સાથે ઝેદ કે જે એક વખતના ગુલામ હતા તેમના લગ્ન કરી દીધા.

આમ પોતાનાથી બનતી સેવા આપતાં છતાંએ મુહમ્મદ સાહેબ સ. અ. નું હૃદય દેશને અંધકાર કૂપમાં પડેલું જોઈ ઘણું દ્રવતું હતું.. મૂર્તિપૂજા જોઈ તેઓ કંપી ઊઠતા. સ્ત્રીઓની ખાનગી જિંદગી અને નાનીબાળાઓને દૂધપીતી દેખતાં તેમના હૃદયના ટૂકડે ટૂકડા થઈ જતા. પરંતુ તેઓ કાંઇ પણ કરવાને અશક્ત હતા. અને એ તેમને વિશેષ સાલતું. મજકૂર બનાવોથી વ્યાકૂળ બની છેવટે તેઓ એકાંત સેવન કરવા લાગ્યા. ત્યાં આ દુઃખો ટાળવાના ઉપાય તેઓ વિચારતા. દર વર્ષે રમજાન માસ પરમેશ્વરની ભક્તિમાં ગારે હિરા (હિરા નામની ગુફા) માં ગાળવાની પોતે ટેવ પાડી હતી. કોઈ

ભૂખ્યો ભટકતો મુસાફર ત્યાં જો આવી ચડતો તો તેને સીધી વાટ બતાવી તેના મદદગાર બનતા. ત્યાં તેઓ અતિ કરુણ ભાવે પોતાના દેશ ઉપરથી અજ્ઞાનનું વાદળ ખસે તે માટે પરમેશ્વરની આરાધના કરતા, કલાકોના કલાકો સુધી ખુદાનું સ્મરણ કરતાં સિજદામાં પડ્યા રહેતા. તેમના ઉપર દયા કરી તેણે તેમને પોતાના પ્રતિનિધિ બનાવ્યા.

ભક્તિમાં તેઓ એટલા બધા નિર્મળ બની ગયા કે પરમેશ્વર શાથી પ્રસન્ન થાય છે તે તેઓ પારખી ગયા. તેમને ત્યારથીજ ભાન થયું કે દુનિયાની મહાન જવાબદારી માટે ખુદાએ તેમનેજ મોકલ્યા છે, અને તેઓ દેશના ઘોર અજ્ઞાનને મિટાવે. વળી જ્યારે જ્યારે દુનિયામાં પાપ વધી જાય છે અને લોકો પોતાના સરજનહારને વિસારે મૂકે છે ત્યારે તે કરૂણાનિધિ દુનિયાને સાચે માર્ગે દોરવા પોતાના તરફથી રહબર મોકલે છે, તે તેઓ કળી ગયા. પ્રથમ પણ તેવીજ રીતે હઝરત ઇબ્રાહીમ, મુસા ઇસા અ. સ. વગેરેને આ જવાબદારી સોંપવામાં આવી હતી એ વિચારે તેમણે સાંત્વન મેળવ્યું.

કેટલીયે વખત તેમને ગેબી અવાજો સંભળાતા, સ્વપ્નામાં તેમજ જાગૃતાવસ્થામાં અલૌકિક દૃશ્યો તેઓ દેખતા, અને હમેશ તે સાચા ઠરતા. પોતે ચાલીશ વર્ષના થયા ત્યારે એક દિવસ તેઓ ગારે હિરામાં બેઠા હતા, ત્યાં તેમણે જોયું કે કોઈ માણસ તેમને બોલાવી રહ્યો છે; ને તેમને કાંઇ ઉચ્ચારવા કહી રહ્યો છે. મુહમ્મદ સાહેબ સ. અ. બોલ્યા કે હું ભણેલો નથી. ત્યારે તે ઇશ્વરી દૂતે જણાવ્યું કે તારા પાલનહારના નામથી—જે સરજનહાર છે—જેણે થીજેલા લોહીમાંથી મનુષ્ય જેવી વસ્તુ ઘડી તેના નામથી બોલ. મનુષ્ય જેથી અજ્ઞાત હતો, તેને તેણે જ્ઞાનથી જાણકાર કર્યો એવા મહાન કરુણાનિધિના નામથી તું બોલ.

મુહમ્મદ સાહેબ સ. અ. આ પ્રમાણે ઇશ્વરી સંદેશો મેળવી વિહ્વલ સ્થિતિમાં ખદીજા ર. પાસે આવી સઘળી બીના અથથી ઇતિ સુધી કહી સંભળાવી. બીબી ખદીજા ર. એ તેમને શાંત કર્યા અને કહ્યું કે બેશક તમે ખુદાના પયગમ્બર છો. હું તમારા ઉપર ઇમાન લાવું છું. ત્યારથી તેઓએ મૂર્તિપૂજાને તિલાંજલિ આપી.

ખદીજા ર. ને વરકા બિન નવફિલ નામનો પિતરાઇ ભાઈ હતો. જેવી તેણે આ વાત સાંભળી ત્યારે તે પણ પયગમ્બર સાહેબ ઉપર ઇમાન લાવ્યો. બાળકોમાંથી ઇમાન લાવનાર હઝરત અલી ર. હતા. તેઓ આ સમયે ઘણી નાની ઉંમરના હતા. ઘણીએ વેળા મુહમ્મદ સાહેબ સ. અ. હ. અલી ર. ને લઈને પહાડોમાં પ્રભુસ્મરણ કરવા ચાલ્યા જતા. એક પ્રસંગે એવું બન્યું કે જ્યારે તેઓ ઇશ્વરની યાદમાં લીન થઈ ગયા હતા ત્યારે હઝરત અલી ર. ના પિતા અબુતાલિબ ત્યાં આવી પહોંચ્યા. તેમણે પયગમ્બર સાહેબને તેઓ આ કેવો ધર્મ પાળે છે તે પૂછ્યું: જવાબમાં મુહમ્મદ સાહેબે કહ્યું કે હું ખુદાના બતાવેલા માર્ગે ચાલું છે. આ માર્ગે તેના પયગમ્બરો, ભક્તો અને આપણા દાદા ઇબ્રાહીમ અ. સ. ચાલ્યા હતા. ખુદાના ઘણા બંદાઓ હાલમાં તેનો ખરો માર્ગ છોડી ખોટા માર્ગે વળી પડયા છે, તેમને સીધે રસ્તે લાવવા તેણે મને પેદા કર્યો છે. કાકાશ્રી ! આપ પણ આ કાર્યમાં મદદ કરો. અને ઇશ્વરનો સાચો પંથ પકડો; પરંતુ અબુ તાલિબે કહ્યું કે હું તો જે માર્ગે આપણા વડવા ચાલતા આવ્યા છે તેજ ધર્મ પાળીશ. છતાં ઇશ્વિરના સોગંદ ખાઈને કહું છું કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી કોઇ રીતે તારો વાળ પણ વાંકો થવા દઇશ નહિ. પછી અબુતાલિબે પોતાના દીકરાને તેનો ધર્મ બતાવવા કહ્યું. હઝરત અલી ર. એ જણાવ્યું "મારો ઇમાન ખુદા તથા તેના પયગમ્બર પર છે. અને હું તેનો જ સાથ આપીશ." અબુતાલિબે કહ્યું "ભલે, તું એની સાથે રહે. એ તને હમેશ ખરા માર્ગે જ દોરશે."

ત્યાર પછી ગુલામીમાંથી મુક્ત કરેલ ઝેદે ઇસ્લામ સ્વીકાર્યો. થોડા દિવસે અબુબક્કર ર. પણ તે ટોળામાં ભળ્યા. આમ ધીમેધીમે સંખ્યામાં વધારો થતો ગયો.

હઝરત મુહમ્મદ સાહેબ સ. અ. પોતાના ૪૩મા વર્ષ સુધી છૂપી રીતે લોકોને ઇસ્લામ ધર્મનો બોધ આપતા અને મૂર્તિપૂજાનો ત્યાગ કરવા પ્રેરતા. છેવટે એક દિવસે તેમણે પોતાના સગા વહાલા તથા ખાનદાનના લોકોને પોતાને ત્યાં નોતર્યા. સઘળાને ઇસ્લામ સ્વીકારવા બોધ આપ્યો. આ વર્તણુંકથી લોકોને ઘણું માઠું લાગ્યું અને તેઓએ પયગમ્બર સાહેબનો વિરોધ કરવાનું શરૂ કર્યું. અબુતાલિબની પણ મજાક ઉડાવવામાં આવી. પરંતુ મુહમ્મદ સાહેબ સ. અ.ની હિંમત તેથી જરાયે મોળી પડી નહિ. તેઓ તો વિશેષ હિંમત અને ખંતથી કામ કરવાની જરૂર છે એમ સમજી કમર કસી ખુદાના માર્ગમાં કામ કરવા લાગી પડ્યા. ત્યારથી દરરોજ ભરબજારમાં લોકોને ઇસ્લામ ધર્મ ગ્રહણ કરવા બોધ કરતા. મૂર્તિપૂજાની એટલી બધી નિરર્થકતા સિદ્ધ કરવા લાગ્યા અને લોકોમાં તેનો અણગમો ઉત્પન્ન કરવાનો એવો તો સતત પ્રયાસ જારી રાખ્યો કે કુરેશીઓ તેમની સામે કકળી ઊઠ્યા. તેઓએ પયગમ્બર સાહેબની વિરુદ્ધ અબુતાલિબ પાસે ફરિયાદ નોંધાવી કહ્યું: "આ તો આપની શરમ નડે છે નહિતર આ પાગલ નાસ્તિકને તો ક્યારનોય સ્વધામ પહોંચાડી દીધો હોત. પણ હજી તમારે એનો પક્ષ લેવો હોય તો આવો, આપણે લડીને જ ફેંસલો કરી લઈએ." અબુતાલિબ પરિસ્થિતિ કળી ગયા અને આમતેમ બોલી તેમણે કુરેશીઓની વાત ટાળી દીધી, પણ ખાનગીમા મુહમ્મદ સાહેબ સ. અ.ને બોલાવી કહ્યું કે બેટા, હવે આ કામ મૂકવું પડશે. મુહમ્મદ સાહેબે સ.અ. જોયું કે કાકા પોતાની વહારે ધાવા તૈયાર નથી ત્યારે અત્યંત ધીરજથી બોલ્યા "કાકા, આ દુનિયા ભલે પલટે, ધનનો ઢગ મારી સામે કરવામાં આવે તોએ હું તેનો દાસ નહિ બનું. ઇસ્લામનો ત્યાગ કરી

હું આ જીંદગીને વહાલી ગણનારો નથી. કદાચ આકાશ ઉપરના ચંદ્ર અને સૂર્ય મારા એકેક હાથમાં મૂકવામાં આવે ત્યારે પણ હું આ કામને છોડી શકતો નથી. મારા સાથેના આ તેર માણસો મારાથી વિખુટા પડે, દુનિયા ચાહેતો મારો બહિષ્કાર કરે, પરંતુ મારા ખુદાનો સંબંધ મારાથી છૂટી શકે એમ નથી. કદાચ ભૂખે મરવું પડે, દુનિયાના દુઃખ ઝીલવા પડે પરંતુ સત્યનો ત્યાગ નહિ થઈ શકે. મૃત્યુના મોઢામાં ખુશીથી જાઉં, પણ તેની આજ્ઞાઓનું ઉલ્લંઘન નહિ કરૂં. તે હાકિમનો હુકમ છે કે મારે એકેશ્વરવાદનો પ્રચાર કરવો. જગતની મૂર્તિપૂજાનો ત્યાગ કરાવવા મારે પયગમ્બર તરીકે એ કરવું જ રહ્યું. કારણ કે મારા માલિકનો એવો પેગામ છે. આ દેહ જ્યાં લગી ટકે ત્યાં સુધી હૃદયમાં તેનું જ સ્મરણ રહેશે. જીભે પણ તેજ નામની ઉચ્ચારણા હશે. કોઈ માણસ મારી ફરજમાંથી મને ભૂલાવે તેમ તેવો પ્રયાસ પણ ના કરે. કારણ તે મારાથી બની શકે તેમ નથી. આ શબ્દો મુહમ્મદ સાહેબે સ. અ. ઘણી નમ્રતાથી ગળગળા સાદે ઉચ્ચાર્યા, ત્યારે તેમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં.

આ દૃશ્યની અબુતાલિબ ઉપર ભારે અસર થઇ. તેમણે, મુહમ્મદ સાહેબ સ. અ. નિરાશ થઈ ઘરે પાછા ગયા હતા ત્યાંથી ફરી બોલાવ્યા અને કહ્યું કે ભલે તમને ફાવે તે કરો. હું તમારો સાથ મુદ્દલ છોડીશ નહિ. હવે મુહમ્મદ સાહેબે સ. અ. ભારે જોરથી બોધ આપવાનું તથા મૂર્તિપૂજામાં સમાયેલા દંભ અને તેની બેહુદગી ઉપર ભાષણો કરવાનું શરૂ કર્યું. પરંતુ કુરેશીઓના હૃદય ઉપરના કાળા ડાઘને ભૂસાવાને હજી વાર હતી. તેઓ પણ વિશેષ દુશ્મની બતાવવા લાગ્યા. સારા નસીબે કેટલાક સગાવહાલા તથા અબુતાલિબની શરમ કુરેશીઓને આડે આવતી અને તેથી તેઓ પોતાના દાવમાં ફાવી શકતા નહિ.

આ પછી કુરેશીઓને એવો વિચાર આવ્યો કે મુહમ્મદ સાહેબ

સ. અ. ને આપણે કાંઇ સંસારી ભારે લાલચ બતાવીએ અને તેમને આ માર્ગથી વિમુખ કરીએ. તેથી તેઓએ પોતાનામાંથી એક માણસને તેમની પાસે મોકલ્યો. તેણે પયગમ્બર સાહેબને કહ્યું કે આપ ઊંચ કુળના કીર્તિવંતા નબીરા છો, પણ તમે અમારી વચ્ચે નકામો ટંટો ઊભો કર્યો છે. તમે અમારી મૂર્તિઓ અને દેવોની મશ્કરી કરો છો અને અમારા પૂર્વજોને મૂર્તિપૂજક બતાવી ખોટા રસ્તે દોરવાયેલા કહો છો; છતાં અમે તમારી પાસે એક વિનંતિ કરીએ છીએ તે આપ સાંભળો, અને એના ઉપર વિચાર કરી જુઓ કે તે તમને ફાવે તેમ છે કે નહિ. મુહમ્મદ સાહેબ સ. અ. તે વાત જણાવવા રજા આપી. તેણે કહ્યું કે જો આપનો મનસૂબો ધનદોલત અને માનમરતબો મેળવવાનો હોય તો અમે સઘળા એકઠા મળી તમને એટલી બધી દોલત ભેગી કરી આપીએ કે આપણા દેશમાં તેટલો પૈસો તમારા સિવાય અન્ય કોઈ પાસે ન હોય; જો તમે તમારી પ્રતિષ્ઠા અને આબરૂ વધારવા માગતા હોવ તો અમે તમને અમારા સરદાર અને આગેવાન તરીકે સ્વીકારીએ. તમારી પરવાનગી વિના અમે બીજું કોઈ કામ હાથ ધરીએ જ નહિ. જો તમને રાજ્ય જમાવવાની ઈચ્છા હોય તો અમે તમને અમારા સુલતાન બનાવવા કબૂલ છીએ; પણ ન કરે નારાયણ કે જો ભૂત તમારામાં ભરાઈ બેઠું છે તે કોઈ પણ વાત માનવા તૈયાર ન હોય તો અમને રજા આપો કે ભૂવાને બોલાવી તમારું ભૂત અમે કઢાવીએ. તેનું સઘળું ખર્ચ અમે જ વહેંચી લઈશું.

પોતે લાવેલ સંદેશો કુરેશીઓનો પ્રતિનિધિ સંભળાવી રહ્યો હતો ત્યારે તેના જવાબમાં મુહમ્મદ સાહેબે સ.અ. કુરાનની કેટલીક આયાત (શ્લોકો) ભણી. " આ સંદેશો દયાળુ અને વારંવાર દયા કરનાર ખુદાનો છે. આ લખાણુ સમજવા યોગ્ય છે. આની આયાત અત્યંત સાદી અને સમજાય તેવી ભાષામાં છે. તે તમારી માતૃભાષા

અરબીમાં જ સમજદાર લોકો માટે ચોખી રીતે સંભળાવી દેવામાં આવી છે. આ ખુદાના રાજ્યની ખુશખબરી અને તેના અઝાબનો ભય બતાવનારી છે. પણ અફસોસ કે લોકો તેથી મોઢું ફેરવે છે. તેનો ઈનકાર કરી પોતાના કાન બંધ કરે છે. અને ભારે શેખીમાં કહે છે કે અમારું ધ્યાન જે વાત તરફ તું દોરવા માગે છે તે તો અમારા ગળે જ નથી ઊતરતી. આવી વાતોથી અમારા હૃદય સુરક્ષિત છે. તે એમ ભેળવાય એમ નથી. અને કાન તો તેનાથી કોસ વેગળાં છે. તારી ને અમારી વચ્ચે મોટો અંતરાય છે. બસ તારા મનમાં આવે તે તું કર. અમે તને સમજી લઈશું."

"ઓ પેગંબર! લોકોને તું સંભળાવી દે કે હું કેવળ તમારા જેવો એક સાધારણ મનુષ્ય છું. ફેર માત્ર એટલો જ છે કે મને ઈશ્વરી સંદેશો મળ્યો છે કે તમારે પૂજવા લાયક એક જ ખુદા છે. તમે તેનું ધ્યાન ધરો. તેની પાસે કરેલ પાપોની ક્ષમા યાચો. જે લોકો સૃજિતને સરજનહાર તરીકે પૂજે છે તેઓ આ લોક, તથા પરલોકમાં બંને ઠેકાણે દુઃખી થવાના છે. ખુદાના નામ પર જે લોકો પોતાના ધનનો ભોગ આપતા નથી અને કયામત ઉપર જેને વિશ્વાસ નથી તેના પણ બન્ને ભવ બગડેલાં સમજવાં. જેઓ ખુદાને એક સમજતા થઈ ગયા છે અને જેમણે પોતાની જિંદગીનો એકડો ફરીથી નીતિના માર્ગે ઘૂંટવાનું શરૂ કરી દીધું છે તેમના માટે હમેશાં આનંદ અને આનંદ છે."

કુરેશીઓના પ્રતિનિધિએ જ્યારે આ આયત સાંભળી, અને તે વખતની મુહમ્મદ સાહેબ સ. અ.ની આવેશભરી સ્થિતિ નિહાળી ત્યારે તે પણ દિગ્મૂઢ બની ગયો. તેનું મોઢું લેવાઈ ગયું. તે ગભરાયેલા જેવો પોતાના સોબતીઓ પાસે ગયો. જે પરિસ્થિતિ અનુભવી હતી તે તેણે યથાર્થ કહી

સંભળાવી. આ યુક્તિમાં પણ કુરેશીઓ નીષ્ફળ નિવડ્યા ત્યારે તેમણે મુસલમાનોને અત્યંત રંજાડવા અને પજવવાનું શરૂ કર્યું. સગાઓ સામા થઈ બેઠા. સગો કાકો અબુલહબ જીવલેણ દુશ્મન થઈ ગયો. કાકીની તો કહાણી જ સંભળાવાય તેવી નથી. જંગલમાં જઈ કાંટા અને ગોખરુ તે લઈ આવતી. જ્યારે ભત્રીજો (મુહમ્મદ સાહેબ સ. અ.) પરોઢિયે વહેલા નિમાઝ માટે કાબામાં જતા, ત્યારે આખે રસ્તે તે કાંટા ગોખરુ–ઝાંખરા વગેરે વેરી દેતી. પરિણામે મુહમ્મદ સાહેબ સ.અ.ના પગ લોહીલોહાણ થઈ જતા. તેઓ ત્યાં જ બેસી પોતાના પગના કાંટા કાઢતા, અને રસ્તે પડેલા કાંટા–ગોખરુ વીણી લેતા કે જેથી બીજા રાહદારીઓને તે દુઃખ ઉઠાવવું ના પડે.

જ્યારે તેઓ લોકોને ઉપદેશ આપતા, અને કુરાનની આયાતો ભણતા ત્યારે લોકો એકઠા મળી ઘોંઘાટ કરી મૂકતા કે કોઈ તેમને સાંભળવા પામે નહિ. તેમને કયાંય નિરાંતે ઊભા રહેવા દેતા નહિ, અને જ્યારે તેમનાથી થાકી તેઓ પાછા ચાલી નીકળતા ત્યારે તેમની ઉપર આગળ પાછળથી પથ્થર તથા રોડાં ફેંકતા; અને તે પણ એટલા બધા પ્રમાણમાં કે પયગમ્બર સાહેબના ઘૂંટણ તથા પીંડલીમાંથી લોહી નીકળવા માંડતું.

એક દિવસ કેટલાક દુશ્મનોએ તેમને એકલા જોઈ ઘેરી લીધા. ગળામાં લૂગડાનો ફાંસો નાંખી તેને વળ ચડાવવા લાગ્યા. આતો મરણકાળની અણીનોજ વખત હતો, તેવામાં ત્યાં અબુબક્ર આવી ચઢ્યા, તેમણે પયગમ્બર સાહેબને દુશ્મનોના પંજામાંથી મહામહેનતે છોડાવ્યા; પણ તેનો બદલો પોતાને ભરી આપવો પડ્યો. તેમને એટલો બધો માર પડ્યો કે તેઓ બેહોશ થઇ ત્યાંજ ધરણી પર ઢળી પડ્યા.

મુહમ્મદ સાહેબ સ. અ. પોતાની ઉપર ગુજરતા જુલમ પી જતા; પણ પોતાના સાથીઓ ઉપરના સિતમથી તેમનું હૃદય કંપી ઊઠતું. ખુદાના

તે ગરીબ બંદાઓ ઉપર દુઃખના ડુંગર ઊગ્યા હતા. લોકો તેમને પકડી જંગલમાં ઉપાડી જતા. ત્યાં નગ્ન કરી તેમને સખત તડકામાં ધગધગતી રેત ઉપર સુવાડતા. તપાવી રાખેલા પથ્થરો છાતી ઉપર મૂકતા. બિચારા નિરપરધીઓ તાપથી કકળી ઊઠતા. છાતી પરના વજનથી તેમની જીભ બહાર લબડી પડતી. આમ કેટલાયે લોકોએ પોતાના પ્રાણ પાથરી દીધા. ત્યારે પોતાના ગજા ઉપરવટનું કામ સમજી કોઈ સાચો માર્ગ પણ છોડી બેસતા.

આ દુખિયાઓમાં એક અમ્માર કરીને હતા. તેમણે ધર્મને નામે જે જે કષ્ટ સહન કર્યા છે તેથી દરેક જણ તેને માનની નજરથી જુએ છે. ખાંધમાં દોરડાં નાખી તેમને તપેલી રેત ઉપર સુવાડવામાં આવતા. પછી છાતી ઉપર ભારે વજનદાર મોટા પથ્થરાઓ મૂકી કહેવામાં આવતું કે હવે તમે પયગમ્બર સાહેબ સ. અ.ને ગાળો ભાંડો. એજ સ્થિતિ તેમના પિતાની કરવામાં આવતી. અમ્મારની પત્ની સુમઈયાહ આ કષ્ટ નહિ દેખી શકવાથી આજીજી અને કાલાવાલા કરવા લાગી એટલે તેને નગ્ન કરવામાં આવી. પછી તો એટલી બધી ગેરવર્તણૂંક ચલાવવામાં આવી કે જેનું વર્ણન આપતાં આ લેખિની પણ શરમાય છે. તેજ દુઃખમાં તે ઈશ્વરપરાયણ ભલી બાઈએ તરફડી તરફડીને આખરે પોતાનો દેહ છોડ્યો.

ટૂંકમાં આ લોકોને સતાવવા કુરેશીઓએ પૂરેપૂરી કમર કસી હતી. મુહમ્મદ સાહેબ સ. અ. પોતાની આંખે આ લોકો ઉપરનો જુલમ જોઇ કકળી ઊઠતા. પણ તેથી વિશેષ કાંઈ પણ કરવા તેઓ હાલ લાચાર હતા.

મુહમ્મદ સાહેબે સ. અ. મુસલમાનોની આવી દુર્બળ સ્થિતિ નિહાળી તથા પોતા તરફથી રક્ષણ અને દુશ્મનોનો મુકાબલો કર-

વાની શક્તિ પોતાનામાં નહિ જોવાથી તેમને એવી સલાહ આપી કે તમે એક સાચા ખુદાનો માર્ગ પકડ્યો છે, તો તમારે માથે પડતી મુસીબતોથી ગભરાશો નહિ. ખુદાનું નામ લઈ એબિસિનિયા તરફ ચાલ્યા જાવ. તે પ્રમાણે જેઓ દુશ્મનોના જુલમથી કંટાળી ગયા હતા, તેવા કેટલાક લોકો પોતાના બાલબચ્ચાં સહિત ઘરબાર છોડી એબીસીનિયા તરફ ચાલી નીકળ્યા. તેમના પછી તો ઘણા લોકો માતૃભૂમિને સલામ ભરી ભાગી છૂટયા. આ પ્રમાણે તેઓને પોતાની મેળે દેશવટો ભોગવવો પડ્યો. આ કરુણ બનાવ મુહમ્મદ સાહેબ સ.અ.ની પેગંબરીના પાંચમાં વર્ષમાં બન્યો છે.

સીદીઓના દેશમાં મુસલમાનો હિજરત કરી ગયાની કુરેશીઓને ખબર પડી ત્યારે તેમણે ત્યાં પણ તેમનો કેડો મૂક્યો નહિ. એબિસીનિયાના પાદશાહની સેવામાં તેઓ હાજર થયા અને કહ્યું કે "બાદશાહ! આ લોકો અમારા ભાગી નીકળેલા ગુલામો છે; અને તેમને પકડવાનો અમારો હક છે."

સીદીઓના બાદશાહે આ દેશવટો ભોગવી રહેલાઓને પોતાની રૂબરૂ બોલાવ્યા. દુશ્મનોએ તેમના વિષે જે જે કહ્યું હતું તે સઘળું તેણે તેમને કહી સંભળાવ્યું. હઝરત અલીના સગાભાઈ જાફર ઇબ્ન અબુતાલિબ આ હિજરત કરનારાઓની સાથે હતા. તેઓ પાદશાહની આગળ જઈ સઘળાની વતી પોતાના દુ:ખની કહાણી સંભળાવવા લાગ્યા: "હે ભાગ્યવંત બાદશાહ! અમારી સ્થિતિ નીચે મુજબ છે: અમે અજ્ઞાનમાં ડુબેલા હતા; સાચો માર્ગ ભૂલેલા હતા; મૂર્તિઓને પૂજતા હતા. ગંદી ગાળો ભાંડ્યા કરતા. અમારામાંથી માણસાઈ હણાઈ ગઇ હતી. ત્યારે આખા સંસાર પર કરુણા કરનાર કિરતારે મુહમ્મદ સાહેબ (તેમના પર ખુદાની મહેરબાની અને સલામતી રહો)ને અમારા માટે તેનો સંદેશો આપવા

રસૂલ ( કાસદ ) તરીકે મોકલ્યા. તેમની ખાનદાની, સત્ય, નિર્મળ હૃદય, અને ઇમાનદારી પર અમે મુગ્ધ છીએ. તેમના ઉપર ઇશ્વરની મહેરબાની થવાથી માલિકનો સંદેશો અમને સંભળાવવા તેઓ અમારી પાસે આવ્યા. તેમણે કહ્યું, કે એક ખુદાને પૂજો. તેની શક્તિમાં અન્ય કોઈને ભાગીદાર બનાવો નહિ. મૂર્તિઓની પૂજા છોડો, સત્ય વચન એજ તમારી જિંદગીનો મંત્ર બનાવો, કોઇની પણ થાપણ પચાવી પાડવાનો વિચાર છોડો. પાડોશીઓના હક સંભાળવામાં જાગૃત રહો. સ્ત્રી જાતિને સન્માન આપો. માતપિતા રહિત નિરાશ્રિતનો માલ રખે હોઇયાં કરતા. પવિત્ર અને વર્જ્યથી રહી તમારું જીવન વિતાડો. ઇશ્વરનું ધ્યાન ધરો. તેના ચિંતનમાં તમારી જરૂરિયાતો વિસરી જાઓ. પરમેશ્વરના નામ પર ગરીબને મદદ કરવા તમારું ધન ખપાવી દો."

"હે બાદશાહ! આ શિક્ષણ અમને તે પેગંબરે આપ્યું છે. અમે તેનું કથન માનવા કબૂલ થયા છીએ અને તે પ્રમાણે ચાલવા પ્રયત્નશીલ છીએ. પણ કેવળ પથ્થરની પૂજાનો ત્યાગ કરી એક સાચા ખુદાની સેવામાં અમે અમારું ધ્યાન લગાડ્યું એટલે આ લોકો તરફથી અમારા માથે દુઃખનાં ઝાડ ઉગાડાયાં છે. અમે અમારી માતૃભૂમિનો ત્યાગ કરી અહીં કંગાળ દશા ભોગવી રહ્યા છીએ. અમારા દેશમાં અમારા માટે વિસામાની જગા ન રહી, તેથી અમે સઘળા તારા શરણે આવી પડ્યા છીએ. તું ન્યાયી છે અને દયાળુ છે, એટલે આશા છે કે તું અમારા ઉપર જુલમ નહિ થવા દે."

જાફરે પોતાની વિતક એટલી બધી મૃદુતાથી કહી સંભળાવી કે નજાશી (એ ખિતાબધારી બાદશાહ) પર તેની ઘણી ઊંડી છાપ પડી. તેને મુહમ્મદ સાહેબ સ. અ. ના બોધવચન વિશેષ પ્રમાણમાં સાંભળવાની ઇચ્છા થઈ આવી. તેણે જાફરને કુરાનમાંથી કાંઇક ભણવાનું કહ્યું. જાફરે

સુરએ મરિયમની હઝરત ઇસા અ. (ઇસુ ખ્રિસ્ત)ના જન્મ વિષેની કેટલીક આયાત ભણવાનું શરૂ કર્યું. અને તે ભણતાં જ્યારે 'મરિયમ, તું આનંદી થા. અને નાના બાળકને દેખીને તારી આંખોને ઠંડી કર' વાળા શબ્દો આવ્યા ત્યારે તે ભણવાની છટા, સમયનું ગાંભીર્ય, સત્યનો પ્રભાવ, નીતિનું જોર વગેરેનો એવો તો સંગમ થયો કે તે ભલા પાદશાહની આંખોમાંથી આંસુ સરવા લાગ્યા. દુઃખી હૃદયે તે બોલી ઉઠચો કે જે પ્રકાશના કિરણો મુસા અ. પર પ્રગટ થયા હતા તેજ પ્રકારના આ પણ છે. કુરેશીઓના એલચીઓને આ દુખિયા નહિ સોંપવામાં આવે એમ તેણે સાફ જણાવી દીધું. એલચીઓ વીલે મોઢે પાછા ફર્યા. અને બાદશાહે આ લોકોને પોતાના દેશમાં વસવાની પરવાનગી આપી.

નજ્જાશીને તો આ નવા ધર્મ પ્રત્યે મોહ ઉત્પન્ન થયો હતો. જાફરનું કુરાન ભણવું કોઈ એવા પ્રસંગનું હતું કે તેના શબ્દે શબ્દે તેના હૃદયમાં આરપાર ઊતરી ગયા. તે જાફરને રજા આપતો અને કુરાનના વાક્યો ઉપર એકાંતમાં વિચાર કરતો. તેના હૃદયમાં વિચારોનું તુમુલ યુદ્ધ જામતું—ત્યારે તે પાછો જાફરને તેડું મોકલતો. જાફરના અને પોતાના ધર્મની તુલના કરતો અને પૂછતો કે તમે ઇશુ વિષે કેવા વિચારો ધરાવો છો. જાફર કહેતા કે ખરેજ તે ખુદાનો સાચો સેવક હતો; અને સંસારીઓના કલ્યાણાર્થે ઇશ્વરે તેને પોતાનો દૂત નક્કી કર્યો હતો.

આ પ્રમાણેનાં ભાષણો અને વિવેચનોથી તે સત્યનો સાધક બન્યો. અને કહેવા લાગ્યો કે જો આ રાજ્યની જોખમદારીથી છૂટી શકાત તો હું જાતે જઇ તે અરબસ્તાનના શહેનશાહનો ચાકર બનત.

અહીં એબીસીનિયામાં મુસલમાનોએ પોતાનું રક્ષણ મેળવ્યું ત્યારે મુહમ્મદ સાહેબ સ. અ. એકલા પડે કુરેશીઓને ઉપદેશ આપતા

કરતા. પણ કુરેશીઓ તો મુહમ્મદ સાહેબ સ. અ.ને રંજાડવામાં પાવરધા થતા જતા હતા. તેઓ તેમને અનેક પ્રકારે સતાવે; પણ તે અલ્લાહનો આશક તેવી વસ્તુઓથી જરાયે બીધો નહિ. તેમને અનેક દુઃખ દેવામાં આવ્યા, માલમિલકતની લાલચ બતાવવામાં આવી—ટૂંકામાં તેમને દરેક રીતે સતાવવાના પેંતરા ભરવામાં આવેલ પણ પોતે આ સઘળું વેઠીને નિશ્ચયમાં મક્કમ રહ્યા. તેથી પરિણામ એ નિપજ્યું કે તેમના કાકા હઝરત હમઝાહ ર. અને મક્કાના એક પ્રતિષ્ઠિત વીર નર ઉમર ઇસ્લામના દફતરે સેવક નોંધાયા. ઉમરે ઇસ્લામનો સ્વીકાર કર્યો તે એક ઘણો કરૂણ અને રમુજી પ્રસંગ છે.

કુરેશીઓ મુહમ્મદ સાહેબ સ. અ. ઉપર દરેક રીતે જુલમ કરી ચૂક્યા છતાં તેઓ પોતાની વાટમાંથી ડગલું પણ ચાલ્યા નહિ, ત્યારે પોતાના અવગુણે 'અબુજહલ' નામે ઓળખાતા માણસે કુરેશ કોમના માણસોને એકઠા કરી અત્યંત અશ્લીલ ભાષામાં ટાણા મારી તેમને શરમાવી દીધા. તેણે કહ્યું કે તમારા ધર્મની આવી વગોવણી થતી જોઈ તમારે ડૂબી મરવું જોઈએ. તમારા ઇષ્ટ દેવોને ગાળો દેવામાં આવે, તમારા પિતૃઓ નરકવાસી બન્યા છે એમ જાહેર કરવામાં અને છતાં ઢીલા મોઢે તમે બેસી રહો? એ શું તમારા માટે હીચકારૂં નથી કે આમ શાંત બેસી રહીએ? અને આ એક માણસ કે જેણે આખી કોમમાં ખળભળાટ મચાવી મૂકયો છે તેને પણ પૂરા ના પડો? મારા માટે આ સ્થિતિ અસહ્ય છે; તેથી હું, આ ભરી સભામાં જાહેર કરૂં છું, કે તમારામાંથી જે કોઈ 'મુહમ્મદ' ને કતલ કરશે તેને આ કોમી સેવા બદલ અત્યંત પાણીદાર સો ઊંટ હું ઇનામ આપીશ.

પયગમ્બર સાહેબ સ. અ. સાથેની હઝરત ઉમરની દુશ્મનાઈથી સઘળા કુરેશીઓ જાણીતા હતા. તેમની બહાદુરી તથા વીરતાનો

ચારે તરફ ડંકો વાગતો હતો. તેમણે અબુજહલને પોતાનું વચન પાળવાની ખાત્રી આપવા કહેતાં તે ઉમરને કાબામાં લઈ ગયો. ત્યાં કુરેશીઓના સૌથી વડા દેવ 'હુબલ' ની સમક્ષ પોતાનું વચન પાળવા તેણે શપથ લીધા. ઉમરે પણ ત્યાંજ તેજ દેવ સામે હઝરત મુહમ્મદ સાહેબ સ. અ. ના પ્રાણ લેવાનું વચન આપ્યું. "જ્યાં સુધી હું દુશ્મનનો સંહાર ના કરું ત્યાં સુધી આરામ લઈશ નહિ, અને આ હાથમાંની તલવાર છોડીશ નહિ."

આટલું થતાંજ ઉમરે તો પયગમ્બર સાહેબના ઘરની વાટ પકડી. તે દિવસોમાં પેગંબર સાહેબની બેઠક મુખ્યત્વે કરી તેમના મિત્ર અકરમને ત્યાં રહેતી. મકાન વિશાળ હતું. સઘળા મુસલમાનો ત્યાં એકઠા મળી ખુદાની ઈબાદત કરતા તથા પોતાના કષ્ટો કાપવાની કોશેશ કરતા. હંમેશાની પેઠે તે દિવસે પણ લોકો એકઠા મળ્યા હતા. દરવાજે આગળો લગાડવામાં આવ્યો હતો; પણ ઈનામ ઉપર મુહમ્મદ સાહેબ સ. અ. ના પ્રાણ લેવાનો ઉમરે નિશ્ચય કર્યો છે તેની મુસલમાનોને કોઈ રીતે જાણ થતાં તેઓ હતાશ બની ગયા હતા.

હાથમાં નગ્ન તલવાર લઈ ઉમર ચાલ્યા જાય છે. તેમને કોઈ મિત્રનો રસ્તે ભેટો થયો. ઉમરને આમ આવેશમાં ઉઘાડી તલવારે જવાનું મિત્રે કારણ પૂછ્યું. ઉમરે સઘળી બીનાથી તેને વાકેફ કર્યો. પેલા મિત્રે કહ્યું; "અરે ઉમર! ઈસ્લામની જડ ઉખેડવા તથા તેના સ્થાપકનું ખૂન કરવા તું જાય છે; પણ ખબર નથી કે ખુદ તારા બહેન અને બનેવી મુસલમાન થઈ ગયા છે? ઈષ્ટ તો એ છે કે પહેલાં તું તેમની જ હસ્તી મિટાવી દે. તારામાં ન્યાય હોય અને કાંઈક લાજ આવતી હોય તો પહેલાં તારું જ ઘર સાફ કર. આ સાંભળતાં ઉમરના રોમેરોમ જ્વાળા પ્રગટી ઊઠી. સૌથી પહેલાં બહેન-બનેવીનું કાસળ કાઢવું એ જ યોગ્ય લાગ્યું. અને લાગલો જ તે બહેનને દરવાજે આવી પહોંચ્યો. એક સહાબી ખુબાબ પાસેથી

બહેન-બનેવી ઘરમાં કુરાન સાંભળી રહ્યાં હતા, તેવામાં તેમને ઉમર-ના આવ્યાની જાણ થઈ. તેમણે ખુબાબને સંતાડી દીધા. બહેને ઊઠી ખડકીની સાંકળ ઉઘાડી. ભાઇને રાતોપીળો દેખી બહેન લેવાઈ ગઈ.

આવતાંની સાથે જ ઉમર એ તો પોતાનો ગુસ્સો બહેન-બનેવી ઉપર ઠાલવવાનું શરૂ કર્યું. બહેનને મારતાં મારતાં થાકી જતા ત્યારે સહેજ વાર માટે તેઓ તેને છોડી દેતા અને કહેતા હાય શું કરૂં કે હું તને મારતાં થાકી ગયો નહિતર આટલી વિશ્રાંતિ પણ તને ના ઘટે. આમ બહેને જ્યારે પોતાના પ્રાણ હરવા માગ્યા ભાઇને તૈયાર થયેલો જોયો ત્યારે બોલી કે ભાઈ! તું અમને માર તો ભલે; પણ એક વિનંતિ સાંભળ. જે વસ્તુનું શ્રવણ કરતાં અમારો ધર્મપલટો થયો છે તેમાં કાંઈ તથ્ય તો હશે જ ને ? અને એની તું પણ જરા તપાસ તો કર. જો તે સાંભળતાં ન્યાય અને સાચા ધર્મના પાઠ તને ના મળે તો ભલે તારી ઇચ્છા પ્રમાણે ખુશીથી અમારા બન્નેનાં ખૂન કર.

ઉમરના હૃદયમાં આ વાત ખૂંચી. તેણે પોતાની બહેનને કુરાન સંભળાવવા જણાવ્યું. ત્યાં જ ખુબાબને બહાર કાઢવામાં આવ્યા. તેમને કુરાને શરીફ ભણવાની દરખાસ્ત કરવામાં આવી. અને તેઓએ સૂરતે "તા...હા" ભણવાનું શરૂ કર્યું. તેમાંની કેટલીક આયાતનો અનુવાદ નીચે આપવામાં આવે છેઃ—

"મહાન કૃપાળુ વારંવાર દયા કરનાર અલ્લાહના નામથી; હે મનુષ્ય અમે તારાપર કુરાન એટલા માટે નથી ઉતાર્યો કે તું નાકામ (નિષ્ફળ) રહે; પણ આ તો જે ડરીને ચાલે છે તેના માટે શિખામણ છે. તે, જેણે જમીન તથા ઊંચા ઊંચા આકાશને ઉત્પન્ન કર્યા તેની પાસેથી ઊતર્યો છે. તે મહાન કૃપાળુ છે કે જેની સત્તા અર્શ પર છે. જે દરેક વસ્તુ આકાશની ઉપર છે, જમીન ઉપર છે,

તથા તે બેઉની વચ્ચે તેમજ જમીનના તળિયામાં છે તે સઘળાનો એ કર્તા અને સ્વામી છે. હે માનવી ! તું મોટેથી બોલ વા ના બોલ તે તારા ભેદોને કે તેથી પણ વધારે ગુપ્ત વાતોને જાણે છે. અલ્લાહ, તેના સિવાય અન્ય કોઇ પૂજવા યોગ્ય નથી. તેના ઘણા સુંદર નામો છે. દુનિયાની દરેક ખૂબી તથા નેકી ( સદ્દકૃત્ય ) તેના નામથી છે. અલ્લાહ એકજ સાચો, અન્ય સઘળું મિથ્યા છે."

"તેં મુસાની વાત નથી સાંભળી ? જ્યારે દૂરથી તેણે આગ જોઈ ત્યારે પોતાના ઘરવાળાઓને તેણે કહ્યું કે થોભો, મેં આગ જોઈ છે. કદાચ ત્યાંથી હું તમારા માટે આગ લઇ આવું. અથવા તેજ આગથી સાચો માર્ગ સૂઝે. મુસા અ. તેની પાસે પહોંચ્યા તો તેમને અવાજ સંભળાયો કે હે મુસા ! એ તે હું તારો પાલનહાર છું. તારા જોડા દૂર કર; જો; તું આજે પવિત્ર ભૂમિમાં ગમન કરી રહેલ છે, તને મેં નેક બનાવ્યો છે, મારા તરફનો જે સંદેશો ( વહી ) મોકલવા આવે તેને કાન દઇને સાંભળ. આટલું નિશ્ચે માન કે હું જ અલ્લાહ છું. મારાથી અન્યની ભક્તિ ફોગટ છે; તો તું મારું જ રટણ કર. મારું રટણ કરવા નમાઝ કાયમ કર. જે ઘડી મેં સઘળા લોકોથી છુપાવી રાખેલ છે તે ચોક્કસ આવનાર છે. તેને હું અજાણ રાખવા ઇચ્છું છું. તે સમયે માણસ જેવું કરતો હશે તેવું તે પામશે. જે માણસને મારા કથન પર ભરોસો નથી અને જે પોતાની વાસનાઓની તૃપ્તિ અર્થે તેમની પાછળ પાછળ ભમે છે તે તને તારો સાચો માર્ગ ભુલાવી દે; કે જે અંતે તારા નાશનું કારણ બને."

મજકૂર કથનની કાંઈ પણ અસર ન થવા પામે તે માટે ઉમરે ઘણાં ઘણાં ફાંફાં માર્યાં; પણ તેમના જેવા વિચારશીલ, ગંભિર અને બહાદુર માણસ માટે તેમ કરવું કેવળ વ્યર્થ હતું. દરેક આયાતનો શબ્દ તેમના હૃદયમાં આરપાર થઈ જતો હતો. ( આ ઉમરને હવેથી

હઝરત ઉમર તરીકે સંબોધવામાં આવશે. ) તેઓ કુરાને શરીફની આયાતો સાંભળી બેહોશ થઈ ગયા. તેઓ પોતાના કર્તવ્યનું ભાન ભૂલી બોલી ઊઠયા કે આ મનુષ્યવાણી નથી. આતો અલૌકિક છે. પોતાને તરતમાં જ પયગમ્બર સાહેબને ત્યાં લઈ જવા ખુબાબને જણાવ્યું. ખુબાબ તેમને લઈ પયગમ્બર સાહેબના ત્યાં જવા બહાર નીકળ્યા. તરતમાં તેઓ અકરમના ત્યાં આવી પહોંચ્યા. અહીં મુસલમાનો પયગમ્બર સાહેબને કતલ કરવાના સમાચાર સાંભળી ભયગ્રસ્ત થઈ બેઠા હતા, તેવામાં હ. ઉમરે ર. ખડકીની સાંકળ ખખડાવ્યાનો અવાજ તેમને કાને પડઓ. તેઓ કંપી ઊઠયા. લોકો તો દરવાજો ઊઘાડવા ઇચ્છતા જ ન હતા પણ પયગમ્બર સાહેબે પોતે ઊઠી દરવાજો ઊઘાડયો અને તેઓ હ. ઉમર ર.ને જુએ તે પહેલાં તેમનાથી બોલાઈ જવાયું કે ઉમર ! આમ કયાં સુધી દુશ્મન બન્યા રહેશો ? પણ તે વખતની હ. ઉમર ર.ની પરિસ્થિતિ કેવી હતી ? તલવાર તો હાથની હાથમાં રહી. જાણે કે કોઈ પરાજિત શત્રુ આંખે અશ્રુધારા વહેવડાવતો વહેવડાવતો લળી લળી પાયે પડવા જાય છે. ત્યાં તો પેગંબર સાહેબે તેમને ગળે લગાડી દીધા. એટલા બધા પ્રેમના આવેશમાં તેઓ ભેટયા અને એટલા બધા હેતથી તેમના કપાળે ચુંબન લીધું કે જાણે વર્ષોના વિખૂટા પડેલા બે બાંધવો મળ્યા.

ઉપર આપણે જોઈ ગયા કે હ. ઉમર ર. પેગંબર સાહેબનું ખૂન કરવા નીકળ્યા હતા, પરંતુ કતલ કરવાને બદલે તેઓ તો તેમના દાસ થઈ બેઠા. પોતાની જાતને ઈસ્લામથી અપનાવી દીધી.

આ શુભ સમાચાર મુસલમાનોમાં વિદ્યુતવેગે પ્રસરી ગયા. જે દુઃખિયા પોતાના ઘરોમાં બીકના માર્યા ભરાઈ બેઠા હતા, જે બાળકોનાં માબાપ, જે સ્ત્રીઓના પતિઓ, જે વિધવાઓના વાલીઓ દેશવટો ભોગવી રહ્યા હતા તે સઘળાના દેહમાં પ્રાણ સંચર્યો.

હ. હમઝાહ ર. પેગંબર સાહેબના કાકા થતા હતા, તેઓ તેમને પ્રેમથી ચાહતા હતા. એક દિવસે એવું બન્યું કે હઝરત હમઝાહ ર. બહાર શીકારમાંથી ઘેર આવતાં બાંદીએ તેમને કહ્યું કે અરે જુઓ તો "આજે બિચારા મુહમ્મદ સ. અ. ને અબુ જહલે ના કહેવાનું કહ્યું. ગંદી ગાળો એટલી બધી ભાંડી કે મારા માટે તે સાંભળવી પણ અસહ્ય હતી; પણ વાહ તેના ધૈર્યને. તે મોઢામાંથી એક શબ્દ ના બોલ્યો. જાણે કાંઈ બન્યું જ નથી, એમ ચુપચાપ સાંભળીને ચાલ્યો ગયો. હવે તો વાત છેલ્લે દરજ્જે લાગે છે. પણ તેણે તેનું બગાડયું છે શું કે તે તેને આટલો બધો સતાવે અને વળી આપણે સામે બેઠા ટગરટગર જોયા કરીએ અને એક શબ્દ પણ ઉચ્ચારી શકીએ નહિ. ? અરબસ્તાનના આટલા બધા લોકોને તમારી બહાદુરીનો લાભ મળે પણ તમારો ભત્રીજો મુહમ્મદ સ. અ.જ તેથી વંચીત રહે ? આ સાંભળતાં હ. હમઝાર.નું લોહી ઉકળી ઊઠયું. તેમને એક દુઃખિયાની વહારે ધાવાની હોંસ થઈ આવી. લાગલાજ તેઓ અબુજહેલના ઘર તરફ રવાના થયા અને પહોંચતાંજ એક તીર મારી તેને જખ્મી કરી દીધો. પછી કહેવા લાગ્યા કે આટલો બધો કેમ ફાટ્યો જાય છે તું જાણતો નથી કે મુહમ્મદ સ. અ. મારો પણ ભત્રીજો થાય છે અને હું તેના ઉપર ઈમાન લાવ્યો છું. ત્યાંથી તેઓ અ. રસુલુલ્લાહની પાસે આવી સઘળી હકીકત કહી સંભળાવી. સાથે પોતે મુસલમાન થયાના સમાચાર પણ આપ્યા. આથી પેગંબર સાહેબનો હર્ષ વધી પડ્યો. પરાક્રમ તથા બહોળી લાગવગ ધરાવનાર હ. હમઝાહ ર. જેવા ઈસ્લામનો સ્વીકાર કરતાં, સર્વે મુસલમાનો પોતાની દશા સુધરશે તથા દુઃખના વાદળ વિખેરાશે એવા વિચાર કરતા થઈ ગયા.

અત્યાર સુધી મુસલમાનો પોતાની નમાઝ જાહેરમાં અદા કરવાની હિમત બતાવી શક્યા ન હતા. જેટલી તેમને નાસ્તિકોની તરફથી મારપીટની ધાસ્તી હતી તેથી પણ વધારે નમાઝમાં બીજા

પ્રકારના વિઘ્ન કરવામાં આવે તેની પણ ચિંતા રહેતી. પયગમ્બરસા.નું ખાનદાન અતિકૂળવાન ગણાતું; પણ તેમાં ફાટફુટ પડેલ હતી. એટલે જેટલા તેમને ચાહનારા હતા, ત્યારે ઘણાંએ તે કૂળમાંથીજ તેમના કટ્ટર વિરોધી હતા. અને કેટલાક તો જીવલેણ દુશ્મન પણ કહી શકાય. અન્ય ગોત્રોનો વિરોધ કેટલો બધો સખત હતો એની કલ્પના આવવીજ મુશ્કેલ છે. દરેક જણ તેમનું કાશળ કાઢવા માગતું; પરંતુ અરબસ્તાનની પ્રાચીન પ્રથા કે એક જણનું ખૂન સદીઓ સુધી વૈરનું કારણ બન્યું રહેતું; અને હજારો બિનગુનેહગારોના દેહ પડતાં. પેગંબર સા.નો પ્રાણ હરવામાં મક્કાવાસીઓ કચાશ રાખે એવા ન હતા પણ અંતે ખાના જંગી જાગે અને બનીહાશમ જેવા સાથે દુશ્મની સળગી ઉઠે એ વાત કોઈના ગળે ઉતરતી ન હતી. બની હાશમના લોકો જોકે પેગંબર સાહેબના ઈસલામને સહેલાઈથી સહન કરવા તૈયાર ન હતા. સાથે પોતાના કૂળની વ્યક્તિ ઉપર અન્ય જણ હાથ હળવો કરી જાય એ પણ સહન કરવા રાજી ન હતા. આ પ્રસંગે ઈસ્લામીઓને હ. ઉમર ર. જેવો યોદ્ધો પ્રાપ્ત થતાં તેમના ઉદ્ધારનો માર્ગ મોકળો થવા લાગ્યો હતો. તેમણે પેગંબર સાહેબને કહ્યું કે મુસલમાનો અત્યાર સુધી ડરીડરીને રહ્યા છે; પરંતુ એમ નહિ ચાલે. કાબા શરીફમાં જઈ અમે અમારી નમાઝ પઢીશું. જે લોકો ખોટો ધર્મ પાળે છે તેઓ બયતુલ્લાહમાં જઈ શકે, ત્યારે મુસલમાનો પોતાનો સાચો મઝહબ સંતાડે એ વ્યાજબી નથી. પેગંબર સાહેબે તેમને અનુમતિ આપી અને નમાઝ ખુદાના મકાન કાબા શરીફમાં પઢાઈ.

અફસોસ ! એ વ્યક્તિઓ હઝરત હમઝાહ ર. અને હઝરત ઉમર ર.ના ઈસલામના સ્વીકારથી જેટલો આનંદ થયો હતો તેથી કેટલાય પ્રમાણમાં વધારે હઝરતના સરપરસ્ત કાકા અને ગમખાર પત્નીના મરણથી લોકોમાં શોક વ્યાપી રહ્યો. આ બેના મરણથી પેગંબર

સાહેબને ઘણું લાગી આવ્યું. કુરેશીઓના હુમલાથી રક્ષણ આપવાને હવે મુહમ્મદ સાહેબ સ. અ.ની આડ ઊઠી ગઈ. વળી જેની સાથે તેઓ પોતાની ખાનગી ગોષ્ઠી કરે અને મનના ઉભરા કાઢી સાંત્વન મેળવે તેવાં ખદીજા ર. જેવાં પ્રેમ ધરાવનાર કોઈ ન હતાં. ટૂંકમાં આ બે મરણોથી પેગંબર સાહેબને કારી ઘા લાગ્યો; પરંતુ જેમ જેમ તેઓ એકલા પડતા ગયા તેમતેમ ખુદા ઉપર તેમની અચળ શ્રદ્ધા જામતી જતી હતી. ખુદા ઉપર તેમને એટલો બધો વિશ્વાસ હતો કે દરેક અવસ્થામાં તે મદદગાર છે અને જે કાંઈ કરે છે તે તેના બંદાઓના કલ્યાણ માટે જ કરે છે એમ તેઓ સાચા હૃદયથી માનતા. આ તેમના માટે મોટું આશ્વાસન હતું. તેજ શ્રદ્ધાથી તેઓ પોતાના કામમાં લાગી જતા. છતાંય કુરેશીઓની અત્યંત પજવણીથી પોતાના મુરબ્બી કાકા અને પ્રિયતમાને અનેકવાર તેઓ સંભારતા.

અબુતાલિબના દેહત્યાગ પછી કુરેશીઓ મુહમ્મદ સાહેબ સ. અ. ને બહુ સંતાપવા લાગ્યા. પેગંબર સાહેબ પણ તેમને સાચા રસ્તે દોરવાનો પ્રયત્ન કરતાં થાકી જવાથી એક દિવસ તાયફ તરફ તેમણે પ્રયાણ કર્યું. ત્યાં જઈ તાયફના વતનીઓને ઉપદેશ આપવાનો પોતે વિચાર કર્યો. સાથે ઝૈદ ઈબ્ન હારિસ હતા; પણ નસીબ બે ડગલાં આગળ હતું. તાયફવાસીઓ તેમની સાથે એટલા બધા રોષે ભરાયા કે તેઓએ તેમને ક્યાંયે ઉતારો કરવા દીધો જ નહિ. પથરા, ઈંટો, અને રોડા મારી મારી તથા છોકરાઓની ઘેર તેમની પાછળ કરી તેમને ગામ બહાર કાઢી મૂકયા. પથરા વાગવાથી પગ, ઢીંચણ અને પીંડીઓ લોહી લુહાણ થઈ ગયા હતા. તેઓ ગામથી કેટલેક દૂર ખજૂરીની છાયા તળે બેસી પોતાનું લોહી લૂંછી અત્યંત નમ્રતાથી પરમેશ્વરનું સ્મરણ કરવા લાગ્યા.

"હે ખુદા! મારી મદદ કર. હું તારો નાચીઝ બંદો છું. મારી કમજોરી, નબળાઈ, મુસીબત અને કનડગતની કથની તારા

સિવાય અન્ય કોને સંભળાવું ? હવે મારી ધીરજ ખુટવા આવી છે, અને મારી મુશ્કેલી ટાળવાનો ઉપાય મને જણાતો નથી. સઘળા લોકોમાં હું હલકો અને બદનામ થયો છું. હે સૃષ્ટિના સરજનહાર! તું કરૂણાનિધિ છે. દયાનો સાગર છે. લાચારોની લાચારી દૂર કરવી અને દુઃખિયાઓની વહારે ધાવું એ તારા ખાસ લક્ષણ છે. ઓ મારા પાલનહાર! તું જ તૂટયા હૃદયનો સાંધનાર છે. આ પામર તારી મહેરબાની અને મદદનો ઉમેદવાર છે. હું ઘણોજ કસુરવાન છું પરંતુ હે દયાસિંધુ! તારી દયા મારા ગુનાહોથી અત્યંત વિશાળ છે. તેનો પ્રકાશ દુનિયાના અંધકારને ટાળનાર છે. આ સઘળી શક્તિનો બાદશાહ તુંજ છે."

લાચાર અને નિરાશ બની મુહમ્મદ સાહેબ સ. અ. તાયફથી પાછા ફર્યા. તાયફમાં મુહમ્મદ સાહેબ સ. અ. ને પથ્થરા, રોડા મારવામાં આવ્યા, તથા છોકરાઓએ પૂંઠ પકડી તેમને ગામ બહાર કાઢ્યા. તે અપમાનના સમાચાર મક્કાવાળાઓને તેઓ મક્કા પાછા આવે તે પહેલાં પહોંચી ગયા હતા. આમાં અતિશયોક્તિ પણ ઠીક થઈ હતી. મક્કાવાસીઓ આ બનાવ સાંભળી ઉશ્કેરાઈ ગયા અને તેમને મક્કામાં દાખલ નહિ થવા દેવાનો નિર્ણય કરી બેઠા. મુહમ્મદ સાહેબ સ. અ. ને આની ખબર પહોંચી ગઈ. આવા ભયાનક વાતાવરણમાં મક્કામાં દાખલ થતાં તેમને વિચાર કરવો પડ્યો. પોતાના કેટલાક જૂના સગા સ્નેહીઓને તેમણે પૂછાવ્યું કે તમો મને તમારે સાં સંઘરી શકશો? મારા જામીન થશો? હું કોઈને કાંઈ કહેવાનો નથી, તેમ કોઈના ધર્મમાં માથું મરવાનો નથી. પણ મારા ધર્મનો પ્રચાર હું અવશ્ય કરીશ. માત્ર એટલું ઇચ્છું છું કે લોકોને જ્ઞાન થાય તે માટે તેમને ઇશ્વરવાણી સંભળાવવાની પરવાનગી હોવી જોઇએ.

લેશમાત્ર શરમ નડયા વિના નફ્ટ સઘળા મિત્રો અને સગાંઓએ તેમને આશ્રય આપવા ઇનકાર કર્યો. પરંતુ તે લોકોમાં મુતઇમ બીન

અદી કરીને એક અરબ હતો. ધર્મની બાબતમાં તેને અનેક પ્રકારનો વિરોધ હોવા છતાં તે પોતાની કોમના માન અને દેશની લાગણીથી ઉભરાઈ જઈ મુહમ્મદ સાહેબ સ. અ. ને મદદ કરવા બહાર પડ્યો. તે પોતાના જાત ભાઈઓને નીચેના શબ્દોથી સંબોધી તેમને શરમાવવા લાગ્યો. " ઓ મારા દેશબંધવો ! આપણો મુલક દેશપ્રેમ અને આતિથ્ય માટે અનાદિ કાળથી જગજગ મશહૂર છે. એક ઉચ્ચ કુળમાં જન્મેલા આપણા ભાઈને અપણે આવી રીતે સતાવીએ; તેને તેના ઘરમાં પણ પ્રવેશ કરવા ના દઈએ એ શું કોઈ પણ સજ્જનને શોભે છે ? " તે પછી મુતઈમ ઊંટ ઉપર સવાર થયો અને મક્કામાં જઈ ઊંટ પર બેઠા બેઠા મોટા અવાજે કહેવા લાગ્યો " ઓ કુરેશીઓ ! સાંભળો, આજથી મુહમ્મદ સાહેબ (સ. અ.) મારા આશ્રય તળે છે. જે કોઈ તેના સાથે દુશ્મની કરશે તે હવે મારો દુશ્મન બનશે. સર્વે લોકો આટલું સાંભળી ગભરાઈ ગયા. તેઓ મુતઈમને પૂછવા લાગ્યા " શું તું પણ મુસલમાન થઈ ગયો. " તેણે નકારમાં જવાબ વાળી કહ્યું: " મારે મુહમ્મદના ધર્મ સાથે કાંઈ લેવાદેવા નથી. જો હું તેનો ધર્મ સ્વીકારું તો ભલે તમે મને કતલ કરજો. "

આટલું જણાવ્યા પછી, મુતઈમ અને તેના કબીલાના માણસો મુહમ્મદ સાહેબ સ. અ. ને પોતાની સંભાળ નીચે શહેરમાં લઈ આવ્યા. તેમણે થોડા સમય માટે ' હરમે કાબા ' ના તવાફ (પ્રદક્ષિણા) અને ઝિયારત ( દર્શન ) કરવા દેવાની રજા માગી. તે ભલા લોકો તેમને કાબા પાસે લઈ ગયા. મુહમ્મદ સાહેબ સ. અ. તવાફમાં રોકાયા ત્યાં સુધી આ માયાળુ દેશબાંધવો તેમનું રક્ષણ કરતા રહ્યા. તેમની ઉપર કોઈ હુમલો ના કરી બેસે તેટલા માટે દુશ્મનોના બીકે મ્યાનમાં તલવારોને તેઓ હલાવતા રહ્યા. તવાફ ખતમ કર્યા પછી મુહમ્મદ સાહેબ સ અ ઘેર પધાર્યા. ફરીથી જ્યારે તેઓ લોકોને

ઉપદેશ કરવા નીકળ્યા તે દિવસે લોકોએ તેમની સાથે સાથે મુતઈમને પણ એવું એવું સંભળાવ્યું કે, મુહમ્મદ સાહેબ સ. અ. જેવા ચારિત્રવાન તથા માયાળુને મુતઈમના આશ્રયમાં રહી તેની ફજેતી થતી જોવાનું પસંદ ના પડે. તેથી બીજે દિવસે તેઓ બહાર આવી બધા લોકો સાંભળે એમ મોટે અવાજે કહેવા લાગ્યા, "ભાઈઓ! હું મુતઈમનો આશ્રિત નથી. મારૂં રક્ષણ કરનાર મારો ખુદા છે જે તેમને અને તમને પેદા કરનાર છે. આપણી જીવન દોરી તેના હાથમાં છે. તેના હુકમ વિના તમે મારો વાળ સરખોએ વાંકો કરી શકતા નથી. ક્યામતને દિવસે બધાઓને તેની આગળ હાજર થવાનું છે અને પોતાના કૃત્યોનો હિસાબ આપવાનો છે. તેનું રક્ષણ અને સંભાળ મારા માટે પૂરતાં છે. કોઈ પણ માણસ મારા કારણ મુતઇમને ના સંતાપશો. મુતઇમની જામીનગીરીમાંથી નીકળી નિર્ભય રીતે પયગમ્બર સાહેબ સાચા ધર્મનો ફેલાવો કરવા રાતદિવસ અથાગ પરિશ્રમ ઉઠાવવા લાગ્યા. પણ કાયા સંપૂર્ણ ભયમાં હતી. મક્કાના મુશરિકો ( ઈશ્વર સાથે બીજાને ભેળવનારા ) એ પોતાનાથી બન્યું ત્યાં સુધી મુહમ્મદ સાહેબ સ. અ. ને ઈજા પહોંચાડવામાં તથા તેમનો વિરોધ કરવામાં જરાયે કચાસ ના રાખી. વિશેષે કોઈ નવો માણસ તેમને મળવા કે વાત કરવા ના પામે તેનો પાકો બંદોબસ્ત રાખતા. જ્યારે તેઓ ઉપદેશ આપતા ત્યારે આ લોકો શોરબકોર કરી મૂકતા અને લોકોને તેમની વાત પણ સાંભળવા દેતા નહિ.

આ સમયે સત્યની શક્તિનું ભાન થાય એવો એક વિચિત્ર બનાવ બન્યો. દાસ કબીલાનો તુફેલ બીન ઉમર નામનો એક આબરૂદાર ઉમરાવ કોઈ કામ માટે મક્કા આવ્યો. મક્કાના ઉમરાવો તેનું સ્વાગત કરવા ગયા. અને મોટા માન તથા દબદબા સાથે તેને પોતાના શહેરમાં લઈ આવ્યા. વાતચીતમાં મુહમ્મદ સાહેબ સ.અ. ના ધર્મ વિષે પણ વાત નીકળી. ખરાબ અને ગંદા શબ્દો ઉચ્ચારી

કુરેશીઓએ કહ્યું કે તેણે તો અમારે માથે મહા પીડા ઉભી કરી છે. અમારા દીન તથા દુનિયા બરબાદ કરી દીધાં છે. અમારી કોમમાં તડાં પાડી મૂક્યાં છે. જે માણસ તેના પાસે જઈ તેની વાત સાંભળી આવે છે તે તેનો બની જાય છે. ટૂંકમાં તેણે ધરેખર કંકાસ ઊભો કરી દીધો છે. વહાલાંઓને વિખૂટાં કરવા એજ બસ એનું કાર્ય થઇ પડ્યું છે.

આવી રીતે તુફેલના કાન ભંભેરવામાં આવ્યા તેથી તેને હજ-રત મુહમ્મદ સાહેબ સ. અ. તરફ એટલી બધી ઘૃણા ઉત્પન્ન થઈ, કે તે તો, તેમનું મોઢું જોવા પણ ઇચ્છતો ન હતો; પરંતુ સંજોગ વશાત મુહમ્મદ સાહેબ સ. અ.ની મુલાકાત થઈ જાય તો કામ આવે તેટલા માટે હંમેશ બહાર જતી વખતે, તે પોતાની પાસે કાન બંધ કરવા, રૂનાં પૂમડાં રાખતો. ઈશ્વરેચ્છા બળવાન કે એક દિવસ પયગમ્બર સાહેબ મોટેથી નમાઝ પઢી રહ્યા હતા કે ત્યાંથી તુફેલ નીકળ્યો. પોતાની પાસેનાં રૂનાં પૂમડાં કાનમાં ભરાવે તે પહેલાં કુરાનના કેટલાક ફકરા તેને કાને પડ્યા. હવે તો તેની ધીરજ ખૂટી. સ્પષ્ટ સંભળાય તે માટે તે જરા નજીક જઈ ઊભો અને ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. હજરત મુહમ્મદ સાહેબે સ. અ. પોતાની નમાઝ પૂરી કરી તેટલા સમયમાં તો તુફેલ બદલાઇ ગયો. મુહમ્મદ સાહેબ સ. અ. નમાઝમાંથી ફારેગ થયા, ત્યાં કોણ ઊભું છે તેનું તેમને તો ભાન પણ નહોતું. તેઓ હમેશ ચાલવામાં ઉતાવળી ગતિવાળા હોવાથી નમાઝ પઢી તરત ઘેર જઇ પહોંચ્યા. પરંતુ તુફેલના હૃદય ઉપર ભારે અસર થઈ. તે પોતાના હોશકોશ ખોઈ બેઠો; અને કાંઇ વાતચીત કરી શક્યો નહિ. તેણે પણ મુહમ્મદ સાહેબ સ. અ. ની પછવાડે ચાલવા માંડ્યું. હજરત ઘરમાં દાખલ થતા હતા કે તે પણ ત્યાં પહોંચ્યો અને ઘરમાં દાખલ થવાની રજા માગી. અંદર આવતાં જ તે ચરણોમાં ઢળી પડ્યો. સત્યનું સ્વરૂપ કોઇ વિચિત્ર રીતે પ્રગટ્યું

છે. એક જબરદસ્ત કબીલાનો અતિ નામાંકિત સરદાર એક લાચાર ગરીબ જણાતા અરબી યુવાનના ચરણો ચુંબી રહ્યો છે. પોતાને દાસાનુંદાસ તરીકે સ્વીકારવા આજીજી કરી રહ્યો છે. તેને તો પ્રેમની લે લાગી. અલ્લાહનો ઇશ્ક તેના હૃદયમાં ઉભરાવા લાગ્યો. અત્યારે સાચી મહોબતમાં તે દીવાનો હતો.

દિલમ કઝ બાદ એ જબ્બાર શુદ મસ્ત
તનમ અઝ સોહબતે દિલદાર શુદ મસ્ત
બમયખાના ગુઝર કરદમ ચુ દીદમ
ખતીબ વ કાઝી વ ખુમાર શુદ મસ્ત

તુફેલનો ઇસ્લામનો સ્વીકાર કરવો તે એક મોટી ફત્તેહ હતી. આ તો મક્કાની બહાર બીજા શહેરમાં ઇસ્લામનું વૃક્ષરોપણ હતું. આ વૃક્ષ કેટલું ફાલ્યુંફલ્યું અને તે ઉપર કેવાં મીઠા ફળ બેઠાં તે તો આગળ ઉપર જણાશે, આથી હતાશ થયેલા ગરીબ મુસલમાનો હોશમાં આવ્યા. એક વાર ફરીથી તેમના ફીક્કા ચહેરા ઉપર મીઠું હાસ્ય ઝળકી રહ્યું. તેની સાથે કુરેશીઓના રોષ ક્રોધને કાંઈ સીમા ના રહી.

તુફેલ તો ઇમાનરૂપી ધન લઈ પોતાના શહેર તરફ પ્રયાણ કરી ગયો; પરંતુ મુસલમાનો માટે તો દુઃખનો સાગર ભરતીએ ચઢ્યો હતો. મિત્રો ઉપર ગુજરવામાં આવતો ત્રાસ, સ્નેહીઓ ઉપરના સંકટ અને સત્યનો જ વિરોધ આ બધું જોઈ મુહમ્મદ સાહેબ સ. અ.નું હૃદય કંપી ઉઠતું.

"બનાયા ઇસલિયે ઇસ ખાકકે પુતલેકો થા ઇનસાં
કે ઇસકો દર્દકા પુતલા બનાયેં સરસે પાઉં તક"

માથે કાકાની ઓથ ન હતી. દુઃખની ભાગીદાર પત્ની નહોતી; જે હૃદયની વેદના ઓછી કરે અને ઘરમાં દાખલ થતાં કાંઈ આશ્વા-

સન આપે. તેમની દીકરી ફાતેમા ર. નાની ઉંમરના હતા અને વળી દીકરીઓ તો એમ પણ ઘણા નરમ હ્રદયની હોય છે. એટલે જ્યારે ફાતેમા ર. પિતા ઉપરની આફતો દેખતા તો તે પણ રડવા માંડતા. એક પ્રસંગે પયગમ્બર સાહેબ સિજદામાં હતા; તેવામાં કુરેશીઓને શરારત સૂઝતાં તેમની ગરદન ઉપર ઊંટની હોજરી મૂકી દીધી. આ વજન ઉપાડવું તેમના માટે વસમું હતું. ત્યાં ફાતેમા ર.ને ખબર પહોંચતાં તેમણે આવી પયગમ્બર સાહેબને આ તકલીફમાંથી મુક્ત કર્યા તથા રોષે ભરાઈ તે જાલીમોને બદદુઆ કરવા લાગ્યા તો પયગમ્બર સાહેબે ફરમાવ્યું "ના. દીકરી એમ ના કહે!" પછી તેઓ ખુદાની આગળ કહેવા લાગ્યા "ઓ ખુદા! તું એમને હિદાયત કર. તે મને નથી જાણતા કે હું કોણ છું." વળી રસ્તા, ગલીઓમાંથી આવતા-જતા લોકો કચરો-પુંજો વગેરેના ટોપલા પયગમ્બર સાહેબને માથે ઠાલવી દેતા. તેઓ દીન રહી ઘરે પાછા ફરતા. બિચારા ફાતેમા ર. પિતાનું માથું મોઢું વગેરે સાફ કરતા. બાપ દીકરીને અને દીકરી બાપને જોઈ આંખમાં આંસુ ભરી લાવી અલ્લાહ ઉપર ભરોસો રાખી આશ્વાસન મેળવતા, પોતાનું મન દૃઢ કરતા.

પયગમ્બર સાહેબના પ્રિયમિત્ર હઝરત અબુબક્ર ર.ને આ સમયે તેમની એકલી જીંદગી જોઈ સાલતી હતી. પયગમ્બર સાહેબની આવી સ્થિતિ નીરખી તેમણે પોતાની દીકરી હઝરત આઈશા ર.નું પાણિ-ગ્રહણ કરવા તેમને કહેવડાવ્યા તેઓ એક સ્વરૂપવાન કન્યા હતા. જો કે આઈશા ર.ની ઉમર નાની હતી છતાં સંબંધ જોડતાં અબુબક્ર ર.ની મહોબ્બત વિશેષ વધી પડી. તેમનો પ્રથમનો સંબંધ કાંઈ ઓછો ન હતો તો પણ ભવિષ્યની આશાએ અને સગપણને લીધે મનને વિશેષ સંતોષ થયો.

આવા પ્રસંગે વળી એક બીજી આફત આવી ઊભી. મક્કાની સોદાહ બીન્ત ઝેમઆ નામની બાઇએ પયગમ્બર સાહેબના ઉપદેશ-

થી ઈસ્લામ કબુલ કર્યો હતો, સાફ દાનત અને પાક ભરોસાથી પતિને તેણે પોતાના મતમાં ભેળવી લીધો હતો. આ દંપતી ઉપર સખત જુલમ (જે તે વખતે દરેક મુસલમાનના ભાગ્યમાં આલેખાયેલું હતું) થવા લાગ્યો. ત્યારે એ બિચારાઓને પોતાનો દેશ છોડવાની ફરજ પડી. લાચાર બની ઈશ્વરનું નામ લઈ એ ઘરડી ડોશી અને તેનો પતિ ઘર છોડી ચાલી નીકળ્યા, અને હબશ (એબીસીનિયા)માં પોતાના જૂના સાથીઓને જઈ મળ્યા. થોડા દિવસ વિત્યે ડોશીનો પતિ સ્વર્ગવાસ પામ્યો. પરદેશમાં તે બિચારી નિરાશ્રિત બની મહામુસીબતનો ભોગ થઈ પડી. તેના ઉપર દયા ખાઈ કોઈ ભલો માણસ પોતાની સાથે તેને દેશમાં તેડી લાવ્યો. ઘરે પહોંચી તેણે પયગમ્બર સાહેબને પોતાના ઝનાનામાં દાખલ કરી આશ્રય આપવા વિનંતિ કરી. પયગમ્બર સાહેબના આ પહેલાં આઈશા ર. સાથે વિવાહ થઈ ચૂક્યા હતા. પણ સોદાહે તો એટલા બધા કાલાવાલા અને આજીજી કર્યા કે તેને ના ભણવી એ જ ભારે થઈ પડયું. પ્રથમ તો તે ભલી બાઈ, અને તેની ઉપર પડેલી વિપત્તીઓનો વિચાર કરવો એ આવશ્યક હતું. બીજું પૂર્વેના પયગમ્બરોના દષ્ટાંતો હતાં કે જેથી ઈન્કાર કરી શકાય એમ ન હતું. ત્રીજું સોદાહે સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું હતું; કે મારી ઉમર હવે પરણવાની નથી તેમ હવે મને પરણવાની ઘેલછા રહી નથી; પરંતુ એટલી મનોવાંછના અવશ્ય છે કે આપના જનાનખાનામાં દાખલ થવાનું સૌભાગ્ય હું પ્રાપ્ત કરૂં. લાંબી વાટાઘાટ પછી પયગમ્બરના પત્ની બનવાનું માન તેમને પ્રાપ્ત થયું.

ઈસ્લામના ઈતિહાસમાં અત્યંત ખ્યાતિ પામેલો પ્રસંગ આજ દિવસોમાં બની આવ્યો. એક દિવસ પગમ્બર સાહેબ વેપારીઓ અને યાત્રાળુઓને પોતાનો સંદેશો સંભળાવી રહ્યા હતા. ત્યાં તેમને ૭ મદીનાવાસીઓ આવી મળ્યા. તેમણે તેમને બોધવચનો કહ્યા. તેઓ

મુહમદ સાહેબ સ. અ. ની મધુર વાણી, સ્પષ્ઠ વકતૃત્વ અને સત્યની સાધના જોઈ એટલા તો ખુશ થઇ ગયા કે તેઓ બધા મુસલમાન બની ગયા. મદીના પાછા ફરી, ઇશ્વરનો એક પયગમ્બર મક્કામાં પેદા થયો છે જે સેંકડો વર્ષોના જડ ઘાલી બેઠેલા કજીયા કંકાસને મિટાવી રહ્યો છે; એવી એવી વાતો પૂર જોસથી લોકોમાં ચર્ચવા લાગ્યા. બીજે વર્ષે પોતાની સાથે અન્ય સાથીઓને લઈ આ લોકો મક્કા પહોંચ્યા. ગત વર્ષમાં જે સ્થળે મુહમ્મદ સાહેબે સ. અ. બેસી મદીનાવાસીઓને મુસલમાન બનાવ્યા હતા ત્યાં જ આ લોકોને પણ સાચા ધર્મના પાઠ શિખવવામાં આવ્યા. જવાબમાં આ લોકોએ પયગમ્બર સાહેબને વચન આપ્યું કે અમે ખુદાની સાથે કોઈને તેનો ભાગીદાર બનાવીશું નહિ. અમે ચોરી, વ્યભિચાર, ઇત્યાદી પાપકર્મો પાસે ફરકીશું નહિ. અમારી નિર્દોષ બાળાઓને દૂધપીતી કરીશું નહિ. કદી અસત્ય વચન ઉચ્ચારીશું નહિ. અને હમેશ માટે ઈમાનદારીથી પયગંબર સાહેબની સેવા બજાવીશું

પછી તેઓ સઘળા મદીના પાછા ફર્યાં. મુહમદ સાહેબે સ. અ. તેમને સાચા ધર્મથી ચલીત થતા અટકાવવા તેમની સાથે એક નકીબ ( ધર્મોપદેશક ) મોકલી આપ્યો. આ નકીબના જવાથી ઈસ્લામનો ફેલાવો બહોળા પ્રમાણમાં થવા લાગ્યો.

મક્કા પયગમ્બર સાહેબનું કટ્ટર વેરી બની બેઠું હતું. દરેક જણ તેમને સતાવતો; તેમની દરેક વાતને ખોટી ઠરાવતો. સહી બુખારીમાં જણાવ્યા પ્રમાણે એક દિવસ પયગમ્બર સાહેબ દિવાલને ટેકો દઈ બેઠા હતા ત્યાં તેમને મેરાજ થઈ. મેરાજનો અર્થ નિસરણી જેવો થાય છે. આ સંજ્ઞાસૂચક શબ્દ છે. એટલે કે નીચેથી ઉપર જવું. ટૂંકમાં માન-મરતબો વધવો એમ કહી શકાય. કુરાનેશરીફમાં આ વિષેનું વિવેચન બહુ ટુંકાણમાં છે. તેમાં જણાવ્યું છે કે "તે પાક જાત છે જેણે રાત્રે પોતાના બંદાને

હરમેકાબાથી બેતુલ મુકદ્દસ ( જેરૂસાલેમ ) કે જેની ચારે બાજુએ ઇશ્વરની મહેરબાની પ્રસરી રહી છે ( ત્યાં ) પહોંચાડયો ( કે ) જેથી અમે તેને અમારી શક્તિના નમુના બતાવીએ." પણ હદીસમાં આ વિષેનું ઠીક વર્ણન છે. મુહમ્મદ સાહેબ સ. અ.ને મેરાજ થઈ ત્યારે પ્રથમ સ્વર્ગના સાતે માળા તેમને બતાવવામાં આવ્યા, ઇશ્વરના મહાન મલાયેકો, બુઝુર્ગ નબીઓનો તેમને ભેટો થયો. ખુદાના સાક્ષાત્કાર થયા. વળી નરકમાં પડેલા લોકોના તકલીફ અને દુઃખ પણ જોયા: આ બધું એટલી ઝડપથી બન્યું કે જેને માટે પળ વીતી એમ કહેવું તે ભારે અતિશ્યોક્તિ ભરેલું થઈ પડશે.

પૂર્વે હીજરી સન ૩માં મદીનાના ૭૫ મુસલમાનો કાફલાના સ્વરૂપમાં મક્કા આવ્યા. એક શાંત રાત્રીએ તેઓ મુહમ્મદ સાહેબ સ. અ.ને મળ્યા. સઘળાએ એક નિષ્ઠાથી પયગમ્બર સાહેબ પાસે ઇસ્લામની દીક્ષા લીધી. તથા મદીના પધારવા તેમને વિનંતિ કરી. મુહમ્મદ સાહેબ સ. અ. મદીનાવાસીઓના આગમનનું કારણ કળી ગયા. તેમણે કહ્યું ઇસ્લામ ગ્રહણ કરવામાં અને મને મદીના લઇ જવામાં તમારા પર ઘણાં ઘણાં સંકટ આવશે. પણ મદીનાના લોકોએ એટલા બધા ભાવપૂર્વક પોતાની ઇચ્છા દર્શાવી કે પયગમ્બર સાહેબને પોતાની કામયાબીની આશા બંધાઇ. તેજ દિવસે તેઓની વચ્ચે એક જાતની સમજુતી થઈ. મદીનાવાસીઓએ પયગમ્બર સાહેબ પાસે માંગી લીધું કે મદીનામાં ઇશ્વર જો આપને આપના કાર્યમાં સફળ બનાવે તો અમારા ગરીબના શહેરને જ આપ પોતાનું ધામ બનાવી અપનાવશો. અને આ માનથી અમને વંચિત કરશો નહિ.

મુહમ્મદ સાહેબે સ. અ. પ્રેમથી તેમની વિનંતિનો સ્વીકાર કર્યો. મક્કાનો એક કુરેશી કોઈ સ્થળે છુપાઈ આ બીના સાંભળી રહ્યો હતો. તરતજ આ વાતની તેણે કુરેશીઓને જાણ કરી. તેઓ લાગલાજ મદીનાવાસીઓના સંઘમાં પહોંચ્યા. જે લોકો મુહમ્મદ સ.

અ. સાહેબ સાથે ગોષ્ટી કરી ગયા હતા તેમને તેઓ ત્યાં શોધવા લાગ્યા. પરંતુ તેમનો કાંઈ પત્તો તેઓને મળી શકયો નહિ. કુરેશીઓ મોઢું વિકાસી પાછા ફર્યા. કારણ મદીનાનો સંઘ પોતાના માર્ગે ક્યારનો પડી ચુકયો હતો.

મક્કાવાસીઓ મુસલમાનોને અત્યંત પજવતા હોવાથી મુહમ્મદ સાહેબે સ. અ. તેમને મદીના જઈ વસવાની સલાહ આપી. તેથી દરરોજ એક બે કરતાં ટૂંક સમયમાં સોએક કુટુંબો મદીના જઈ પહોંચ્યા. મુહમદ સાહેબ સ. અ. હજરત અબુબકર ર. અને હજરત અલી ર. પોતાના કુટુંબી જનો સાથે મક્કામાં બાકી રહ્યા હતા. અડધું મક્કા તો ઉજ્જડ લાગતું હતું. આ દેખી કુરેશીઓ ખૂબ રોષે ભરાયા. દારૂલ નદવા ( મકકાનો ટાઉન હોલ ) માં તેમની સભા મળી. તેમની સલાહ લેવા મકકાની આજુબાજુના સરદારો પણ જમા થયા હતા. ભૂતકાળમાં કદી ન મળી હોય એવી મોટી સભા ભરાઈ. મુહમ્મદ સાહેબ સ. અ. વિષે ચર્ચા શરૂ થઈ. દરેક જણે પોતપોતાના વિચારો દર્શાવવા માંડયા. કોઇ કહે કે મુહમ્મદ સાહેબ સ. અ. ને પકડી જિંદગીભર કેદ કરી રાખવા. બીજો કહે કે તેમને દેશપાર કરી દો. અંતે ફેંસલો એવો કર્યો કે તેમને કતલ કરવા અને તેમ કરી આવેલી આફતમાંથી દેશને ઉગારી લેવો; પણ તેથી કુરશીઓ ચિંતામુક્ત બને એમ ન હતું. વિચાર થયો કે જો કોઈ એક વ્યક્તિ મુહમ્મદ સાહેબ સ. અ.નું ખૂન કરશે તો તે કૂળનાઓ ખૂનીના ખાનદાન ઉપર વેર વાળશે. એટલામાં અબુજહલે સુધારો મૂકયો કે ઘણાં માણસો મળી એકી સાથે મુહમ્મદ સાહેબ સ. અ. ની છાતીમાં ખંજર ભોંકી દે. તેથી કોઈ એક ખાસ વ્યક્તિ સંપૂર્ણ અપરાધને પાત્ર ઠરશે નહિ. સૌને આ સુધારો પસંદ પડ્યો. મુહમ્મદ સાહેબ સ. અ. બહાર નીકળે કે તેમને પૂરા કરી દેવાની મંત્રણામાં રાત્રી થતાં જ કુરેશીઓએ તેમના મકાનને ઘેરી લીધું. પણ કોઇ સાચા સેતકથી મુહમ્મદ

સાહેબ સ. અ.ને ત્યાં આ વિષેની જાણ થઈ હતી. હજરત અલીએ ર. પયગમ્બર સાહેબને બિછાનામાંથી જગાડી પોતે તેમના સ્થાને જઈ સૂઈ ગયા. આ તરફ દુશ્મનો વખતો વખત દરવાજાની ચિરાડોમાંથી જોતા કે મુહમ્મદ સાહેબ સ. અ. સૂતા છે; અને તે વિચારે પોતાના આનંદમાં તેઓ મસ્ત રહેતા.

પયગમ્બર સાહેબ મકાનની પછવાડેની બાજુથી નીકલી અબુબક્કર ર.ને ત્યાં ગયા. ત્યાંથી રાતોરાત ઉપડી એક પહાડની ખોમાં બન્નેએ વાસ કર્યો. પરોઢિયે કુરેશીઓએ જોયું કે મુહમ્મદ સાહેબ સ. અ. નથી અને તેઓ પોતાની ઇચ્છા પાર પાડી શક્યા નહિ, ત્યારે ગુસ્સાના માર્યા તેઓ બેબાકળા બની ગયા. ચારે તરફ પયગમ્બર સાહેબની શોધખોળ કરવા લાગ્યા. વળી તેમનું માથું કાપી લાવી જે શખસ કુરેશીઓની સમક્ષ હાજર કરે તેને સો ઊંટ ઇનામ આપવાનું જાહેર કર્યું. પયગમ્બર સાહેબના લોહી તરસ્યા ચોતરફ ફરવા લાગ્યા. એક પ્રસંગે તો તેઓ જ્યાં બેઠા હતા તે ખોના ઠેઠ મુખ સુધી દુશ્મનો આવી લાગ્યા. લોકોના પગલાનો અવાજ સાંભળી અબુબક્કર ર. ગભરાઈ ગયા. તેમણે કહ્યું હવે તો આપણે જરૂર માર્યા જવાના; આપણે તો અહીં ફક્ત બેજ જણ છીએ. પરંતુ મુહમ્મદ સાહેબે સ. અ. તેમને સુધારતાં ધીરજ આપી અને કહ્યું; "ના, આપણે બે નહિ પણ ત્રણ છીએ. અને ત્રીજો જે સૌથી વધારે જોરાવર અને સર્વશક્તિમાન છે તે આપણી સાથે છે." સાચે જ આ ત્રીજો તેમની સાથે હતો. ચારે તરફ ફાંફાં મારી નિરાશ બની દુશ્મનો ઘરે પાછા ફર્યા. અને તે બંને લાગલાગટ ત્રણ દિવસ સુધી ખોમાં ભરાઈ સંતાઈ રહ્યા.

પરમેશ્વરે તેમનું કેવી રીતે રક્ષણ કર્યું તે વિષેનો રમુજી કિસ્સો વર્ણવી દઉં. મુહમ્મદ સાહેબ સ. અ. અને અબુબક્કર ર. બેઠા હતા તે ખોના મુખ આગળ એક કરોળિયાએ જાળું બાંધ્યું. વળી એક

કબુતરે ત્યાં આવી ઇંડાં મૂકયાં, પછી જ્યારે કુરેશીઓ તે બે સમીપ આવ્યા અને તેમણે જાળું તથા ઇંડાં જોયાં ત્યારે વિચાર્યું કે અહીં કોઇનો પગરવ થયો હોય એમ લાગતું નથી. એટલે કાંઈ પણ વિશેષ તપાસ કર્યા વિના તેઓ પાછા ફર્યા. ત્રણ દિવસે મુહમ્મદ સાહેબ સ. અ. અને હજરત અબુબક્કર ર. પોતાના ગુપ્તનિવાસમાંથી બહાર નીકળ્યા. અને સેંકડો સંકટ ઉઠાવી બે ઊંટ મેળવી મદીના તરફ રવાના થયા.

મુહમ્મદ સાહેબ સ. અ. મદીના આવી પહોંચ્યા ત્યારે મદીનાની બહાર પાડોશના કુબા નામના ગામમાં તેમણે પોતાનો મુકામ કર્યો. રસ્તાની હાડમારીઓ વેઠી:દિવસને બદલે રાત્રે મુસાફરી કરતા કરતા હજરત અલી ર. પણ ત્યાં આવી પહોંચ્યા. મુસલમાની માસ રબીઉલ અવ્વલની ૧૨ મી તારીખને શુક્રવાર, અંગ્રેજી હિસાબે ઈ. સ. ૬૨૨ના જુલાઈ માસની બીજી તારીખે મદીનામાં હજરત મુહમ્મદ સાહેબ સ. અ. ની પધરામણી થઇ. લોકો તો તેમના આગમનના સમાચાર સાંભળી આનંદભેર દોડતા દોડતા કુબા જઇ પહોંચ્યા હતા. અને મદીના જવા માટે તેમણે કુબા છોડયું ત્યારે તો માનવ સાગરે મર્યાદા મૂકી હતી; મદીનાના બુરજો અને કોઠાઓ ઉપર સ્ત્રીઓ, બચ્ચાંઓ, અને ઘરડાંઓ પયગમ્બર સાહેબના દર્શન કરવા માટે તાકી રહ્યા હતા. સાંઢણી ઉપર સવાર થઈ લોકોને દર્શન આપતા આગળ વધ્યા આવતા હતા. દરેક જણ ચરણે પડવા ઉત્સુક હતો અને પયગમ્બર સાહેબ પોતાના મહેમાન બને તેવી હૃદયમાં ઇશ્વરને પ્રાર્થના કરતો. સાંઢણીની નકીલ છોડી મંદ સ્મિત કરતાં પયગમ્બર સાહેબે કહ્યું " આ સાંઢણી પોતાની મેળે જ્યાં બેસી જશે ત્યાં મારો ઉતારો થશે. " અંતે તે એક ગરીબ માણસના ઘર આગળ જઈ બેઠી. તેનું નામ અયુબ અનસારી હતું. તેણે તરત પયગમ્બર સાહેબનો સરસામાન ઉપાડી પોતાના ઘરમાં મૂકી દીધો. તે પોતાને એટલો બધો ભાગ્યશાળી માનવા લાગ્યો કે અત્યારે કુબેરનું ધન તેને માટે ફૂટેલ કોડી સમાન હતું.

હમારે ઘર વોહ આયે ખુદાકી કુદરત હૈ;
કભી હમ ઉનકો કભી અપને ઘરકો દેખતે હૈ.

અહિ બીજું પ્રકરણ પૂરૂં થાય છે. મક્કાની જિંદગીનો અંત આવે છે. તેર વર્ષ મહાકષ્ટમાં કપાયા. ત્રીજું પ્રકરણ મુહમ્મદ સાહેબ સ. અ.ની મદીનાની જિંદગીથી શરૂ થશે. ત્યાંના સુખદુઃખ હવે જોવાનાઃ—

## પ્રકરણ ૩ જું

મુહમ્મદ સાહેબ સ. અ. મદીનામાં આવી વસ્યા ત્યારે ત્યાંની નાદુરસ્ત આબોહવાને લીધે મહાજરીનોનો મોટો ભાગ તકલીફમાં આવી પડ્યો. અનસારીઓ તેમની પૂરેપૂરી સંભાળ લેતા હતા. એક દિવસ પયગમ્બર સાહેબે અનસારીઓને એકત્ર કરી, મહાજરીનો પ્રત્યેની તેમની ફરજ તથા ઇસ્લામના વિશ્વવ્યાપક ભ્રાતૃભાવ વિષે ઉપદેશ આપ્યો. લોકોમાં તેથી વિશેષ જાગૃતિ આવી. અનસારીઓ મહાજરીનોને પોતાના સગાભાઈ ગણવા લાગ્યા. તેમની સાથે તેઓ હૃદયની ગાંઠથી જોડાયા, અને મહાજરીનોની મુશ્કેલીઓનો અંત આણવા તેઓ પણ સરખે ભાગે કષ્ટ ઉઠાવવા લાગ્યા.

મદીના પહોંચ્યા પછી સૌથી પહેલાં ઉપાસના માટે કોઈ જગ્યા નક્કી કરવાનો મુહમ્મદ સાહેબ સ. અ.નો વિચાર થયો. મદીનામાં દાખલ થતી વખતે હજરત મુહમ્મદ સાહેબ સ. અ.ની સાંઢણી જ્યાં

મેડી હતી તે જગ્યા આ પવિત્ર કાર્ય માટે પસંદ કરવામાં આવી. તે જમીનના માલિક બે નિરાધાર બાળકો હતા. વળી ત્યાં એક પુરાતન કબ્રસ્તાન આવેલું હતું. પોતાની જમીનનો ઉપયોગ આવા પારમાર્થિક કાર્યમાં થતો જોઈ તે યતીમ બાળકોએ નાણાં લેવા ઇન્કાર કર્યો; પરંતુ તેમની યતીમ અવસ્થા જોઇ પયગમ્બર સાહેબના ફરમાનથી લોકોએ આપસમાં ફાળો કરી તે જમીનની રકમ તેમને વસૂલ આપી. મસ્જીદ ચણવાનું કામ શરૂ કરવામાં આવ્યું. તેમાં સઘળા મુસલમાનો અંગ મજુરી કરી પોતાનો ફાળો આપવા લાગ્યા. અન્ય કામ કરનારાઓ સાથે પયગમ્બર સાહેબ પણ ઈંટો ધોવાનું તેમજ ચણતરનું કેટલુંક કામ કરતા. આ મસ્જીદનું ચણતર કેવળ ગારો અને કાચી ઈંટોથી કરવામાં આવ્યું હતું. તે દેખાવે ઘણી જ સાદી હતી. તેને સડખડથી માળવામાં આવી હતી. ખજુરીના પાંદડાનું છાજ તેની ઉપર ઢાંકવામાં આવ્યું હતું. શરૂઆતમાં તેમાં કોઈ દિવસ ઉભા ઉભા તો કોઈ દિવસ બેઠા બેઠા વગર મિમ્બર ( વ્યાસપીઠ )ના મુહમ્મદ સાહેબ સ. અ. ઉપદેશ કરતા. જતે દિવસે મિંબર ઉભું કરવામાં આવ્યું. પયગમ્બર સાહેબ તેના ત્રીજા પગથીએ ઉભા રહી લોકોને બોધવચન સંભળાવતા. એક દિવસે સુકૃત્ય ઉપર તેમણે નીચે પ્રમાણેની શિખામણ આપી.

" ખુદાએ જમીન ઉત્પન્ન કરી ત્યારે તે ધ્રુજવા લાગી. તેને સ્થિર રાખવા તેણે તેની ઉપર પહાડ સરજ્યા. ફિરસ્તાઓએ તેને કહ્યું કે વિશ્વેશ્વર ! દુનિયામાં પહાડોથી ભારે અને મજબૂત અન્ય કોઈ વસ્તુ છે ?" જવાબ મળ્યો ' લોઢું. તે પર્વતના પથરાઓને તોડી નાખે છે.' ત્યારે તેમણે પૂછ્યું ' લોઢા કરતાં વધારે મજબૂત શું હોઈ શકે ?' જવાબ મળ્યો; ' અરે, અગ્નિ તેથી વધારે મજબૂત છે. તે લોઢાને ગાળી નાંખે છે.' ફરી ફિરસ્તાઓએ પૂછ્યું ' આગથી પણ વધારે મજબૂત કોઈ વસ્તુ દુનિયામાં છે ખરી ? " જવાબ મળ્યો;

'પાણી. કેમકે તે અગ્નિનો નાશ કરનાર છે.' ફિરસ્તાઓએ પૂછ્યું; 'સૌથી વધારે મજબૂત શું ચીજ હશે?' જવાબમાં હવા જણાવવામાં આવી; કેમકે તે પાણીને ઉલટાવી ફેંકી દે છે, પણ તેનાથી મજબૂત કાંઈ હોઈ શકે કે કેમ તેના ઉત્તરમાં માણસનાં સુકૃત્ય જણાવવામાં આવ્યા. પણ તે એવી રીતના થયા હોવા જોઈએ કે જમણો હાથ જે કરે તેની જાણ ડાબાને પણ ભાગ્યે જ હોય.

સદાચાર અને પ્રેમને મુહમ્મદ સાહેબે સ. અ. એવી રીતે વર્ણવ્યા છે કે તે એક બીજાથી જુદા પાડી શકાતા નથી. તેમણે એક સ્થળે કહ્યું છે કે મનુષ્યના દરેક સદાચાર તે એની એક પ્રકારની નેકી છે. માણસ માણસથી નિખાલસ ભાવે હળેમળે તે તેની ભલાઈ છે. કોઈ સારૂં કૃત્ય કરવાની શિખામણ આપવી, ભૂલ્યા વટેમાર્ગુને ખરી વાટ બતાવવી, આંધળાને સહાય કરવી, માર્ગમાં પડેલા કાંટા–કાંકરા વીણી લેવા, તરસ્યાને પાણી પાવું એ સઘળા એક વા બીજા પ્રકારના પૂણ્ય–કર્મ જ છે. મનુષ્ય જાતી તરફનો પ્રેમ તે જ માણસની સાચી દોલત છે. લોકો માણસના મરી ગયે તેણે પાછળ મૂકેલી પુંજીનો અંદાજ કાઢે છે અને ફિરસ્તાઓ તેણે દુનિયામાં શા શા ધર્માચરણો કર્યાં તેનો હિસાબ માગે છે. મુહમ્મદ સાહેબ સ. અ.ના આ મીઠા અને અસરકારક શિક્ષણથી મદીનાના ઘણા યહુદીઓ અને નાસ્તિકો મુસલમાન થઈ ગયા.

મદીનામાં પોતાની જાતનેસર્વ રીતે સુરક્ષિત અને ઈસ્લામની પ્રતિ-દિન થતી ઉન્નતિ જોઈ પયગમ્બર સાહેબને પોતાના ઘરનો ખ્યાલ આવ્યો. તેમણે સોદહ ર. થી નિકાહ કરી લીધા હતા. તેમની સાથે તેઓ પ્રેમભાવથી વર્તતા હતા, છતાં જે પ્રકારનો તેમને સંતોષ જોઇએ તે પ્રાપ્ત થયો ન હતો. બીજી બાજુ હજરત અબુબક્કર ર.ને પોતાની દીકરીનો નિત્ય વિચાર રહ્યા કરતો હતો. બે વર્ષ થયાં આઈશા સાથે વિવાહ થઇ ચુક્યો હતો; તેની જોડે પયગમ્બર સાહેબ લગ્નગાંઠથી જોડાયા.

આ પછી થોડાજ દિવસોમાં મુહમ્મદ સાહેબ સ. અ.ના દીકરી હ. ફાતેમા ૨.નો વિવાહ હજરત અલી ૨. સાથે કરવામાં આવ્યો અને લગ્ન-જોગ થતાં તેમને પરણાવી દેવામાં આવ્યા. લગ્નવિધિ ઘણી જ સાદી રીતે ઉજવવામાં આવ્યો હતો. જરાયે ભપકો કે શોભાને ત્યાં સ્થાન ન હતું. મુહમ્મદ સાહેબે સ. અ. પોતાની વ્હાલી દીકરીને પહેરામણીમાં જે વસ્તુઓ આપી તેની નોંધ અત્રે ઉપયોગી થઈ પડશે તે ખાતર નીચે આપવામા આવે છે.

૨ ઇજાર, ૧ ઘંટી, ૨ માટીના ઘડા, ૧ માટીનો લોટો, અને ૧ પથારી.

સામાન્ય રીતે મનુષ્યની જીંદગી બે પ્રકારની હોય છે. સામાન્ય વ્યક્તિનું જીવન ઘરનું અને બહારનું જુદું દેખાય છે, જ્યારે મહાન પુરુષોની જીંદગીમાં આ ભેદ જણાતો નથી. મુહમ્મદ સાહેબ સ. અ.ની રહેણી કરણી ઘરમાં અત્યંત સાદા પ્રકારની હતી. તેમના ધર્મપત્ની હજરત આઇશા ૨. કહે છે કે લાગલાગટ પૂરા મહિના સુધી અમે ચુલામાં દેવતા પાડ્યા વિના રહેતા. પયગમ્બર સાહેબ ખજુર ખાઈ તે ઉપર પાણી પી નિભાવ કરી લેતા. પ્રસંગે અમારે ત્યાં કોઈ ગોસ્ત (માંસ) મોકલતો તો અમારે રાંધવાનું થતું. રોટલી માટે ઘરમાં લોટ ના હોય તો ગોસ્તથી જ અમે સંતોષ માની લેતા. મુહમ્મદ સાહેબ સ. અ. મુખ્યત્વે કરી જવની રોટલી ખાતા; અથવા તો સાંઢણીનું દુધ પી લેતા. પોતાની જાતે ઘરમાં વાસીદું વાળતા, અને પોતે જ દેવતા પાડતા. પોતાના લુગડાં તેઓ જાતે જ સીવી લેતા હતા. તેમણે ઉપર જણાવેલ મસ્જીદ પાસે સોદાહ અને આઈશા માટે જુદા જુદા મકાનો બંધાવી દીધા હતા. જ્યાં વારા પ્રમાણે તેઓ વાસો રાખતા હતા.

મુહમ્મદ સાહેબ સ. અ.નું શિક્ષણ અને તેમના બોધ વચન ધીમે ધીમે સમાજમાં પ્રિય થઈ પડયાં. તેમની ભલમનસાઇના

ચોતરફ યશોગાન ગવાવા લાગ્યા. લોકોના મન તેમના પ્રત્યે આકર્ષાયાં. લોકો પોતાના સંસાર વ્યવહારના કારોબારમાં પણ મુહમ્મદ સાહેબ સ. અ.ની સલાહ અને શિખામણ લેવા લાગ્યા. આથી તેમનો પ્રભાવ ઘણો વધી પડ્યો.

મદીનાના યહુદીઓ, નાસ્તીકો, મહાજરીનો અને અનસારીઓને એક દિવસ એકઠા કરી તેઓ કહેવા લાગ્યા કે આપણા મતાંતરોમાં ગમે તેટલો ભેદ હોય છતાં એક પ્રજા તરીકેની આપણને લાગણી હોવી જોઈએ. જો આપણે દરેક વખતે લડવા ઝગડવામાં મચ્યા રહીશું તો આપણા શિરે, હમેશને માટે, કોઈને કોઇ ત્રાહિતની તાબેદારી ઉઠાવવાની રહેશે. પ્રજાકીય અભિમાન સિવાય એક પણ જ્ઞાતિ પોતાની ઉન્નતિ સાધી શકશે નહિ. દરેક વ્યક્તિની ફરજ છે કે તે પોતાના મનમાં સૌથી પહેલો વિચાર પ્રજા કલ્યાણનો જ રાખે. અને પોતાની વાસનાઓની તૃપ્તિ અર્થે પ્રજાકીય ઉન્નત્તિના કાર્યોનો ભોગ ના આપે. જે કોઈ તેની વિરૂદ્ધ વર્તે છે તે મનુષ્ય મટી પશુ બને છે. પશુ કેવળ પોતાનું પેટ ભરવાનું જાણે છે તે અન્ય પ્રત્યેની લાગણીથી વંચિત હોય છે. તેમાં તેનો દોષ નથી, કારણ કે પરમેશ્વરે તેને એટલી જ સમજ આપી છે. પણ મનુષ્ય જાતિ ખુદાની ઉત્તમ કૃતિ છે, તે એટલા માટે કે તેણે તેનામાં અન્યના ભાવ અને લાગણી પારખવાની શક્તિ આપી છે. એ કહેવાની અત્રે ઓછી જ જરૂર રહેશે કે તમે ઇનસાન હોવાથી તમારા નામને છાજતાં કાર્યો કરો. પ્રજાકીય અભ્યુદય હમેશને માટે તમારો ધ્યાનમંત્ર રહો. તમારા પ્રજાકીય કારોબારમાં કારણ વિના નકામા તડાં ન હો. તમારાં તડાં કે અન્ય એવી કોઈ પ્રથા એ દુરાગ્રહ છે—તે ખોટી હઠ કહેવાય. તેણે ઉધેઇની પેઠે વળગી અનેક મહાન પ્રજાઓને કોલી ખાધી છે. હે મદીનાવાસીઓ! તેનાથી ચેતતા રહેજો; એ મહાવ્યાધિ છે.

'બાર હા નાલીદવગુફતા કોમેમા બેદાર શવ'

પછી મદીના વાસીઓ પયગમ્બર સાહેબ સાથે વચનથી બંધાયા કે તેમનામાંના કોઇ એકના શત્રુને તેઓ આખી પ્રજાના શત્રુ તરીકે સમજશે. તેમના જે કાંઈ હક્કો જેણે જેણે ઝૂંટવી લીધા છે તે પાછા મેળવવા તેઓ બધા સાથે મળી પ્રયત્ન કરશે. હિણભાગ્યે તેઓની અંદરો અંદર કોઈ ઝગડો અથવા લડાઈ જાગી જાય અને તેનો નિર્ણય આપસમાં તેઓ ના કરી શકે તો પયગમ્બર સાહેબને તેઓ લવાદ નીમશે. તેમનો ફેંસલો છેવટના નિર્ણય તરીકે ગણાશે. આ દરખાસ્ત યહુદી તથા ખ્રિસ્તીઓએ પણ સ્વીકારી અને ત્યારથી તે સઘળાની વચ્ચે એક વિધિસરની સંધી થઈ ગઈ.

મદીનામાં અબ્દુલ્લા બિન ઉબૈ કરીને ઘણી લાગવગ ધરાવનારો એક સરદાર હતો. લાંબા કાળથી મદીનાના બાદશાહ કે સરદાર બનવાની તેની ઝંખના હતી. પણ મુહમ્મદ સાહેબ સ. અ. તરફ સામાન્ય પ્રજાને ઢળતી જોઈ તેને ઈર્ષા થઈ આવી. ત્યારથી તે તેમનો કટ્ટર વિરોધી થઈ બેઠો. મક્કાના કુરેશીઓ સાથે પત્રવ્યવહાર તેણે શરૂ કર્યો. મુસલમાનો મદીનામાં જે કાંઈ કરતા તે સઘળી બીના તેમને તે પહોંચાડવા લાગ્યો. તેઓ પગભર થઈ રહ્યા છે એ સમાચારથી કુરેશીઓ ગભરાવા લાગ્યા. પણ તેઓ જો મદીના ઉપર ચઢાઈ લાવે તો યહુદીઓ તેમને સાથ આપશે એવી અબ્દુલ્લા બિન ઉબૈએ તેમને ખાત્રી આપી.

હિજરી સન ૨ના રજબ માસ (નવેંબર ૬૨૩)માં મદીનામાં એવા સમાચાર મળ્યા કે મુસલમાનોની હસ્તી ઉખેડી નાખવા મક્કામાં ભારે તૈયારીઓ થઈ રહી છે. ટૂંક સમયમાં તેમની ઉપર એક મોટું કટક તૂટી પડનાર છે. તે દિવસોમાં સીરિયા તરફથી કુરેશીઓનો એક મોટો કાફલો આવી રહ્યો હતો. એ ઉપરથી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે આવનાર કાફલો ઉત્તર તરફથી આક્રમણ કરે અને દક્ષિણ દિશાની મક્કાવાસીઓ મદીના ઉપર ચઢાઈ લાવે; તે કાર્ય

એટલી વ્યવસ્થાપૂર્વક ગોઠવવામાં આવ્યું હતું કે પરિણામે ભવિષ્યમાં દુનિયાના પટ ઉપર કોઈ પણ ઇસ્લામીનું નામ બાકી રહેત નહિ.

આ સમાચારે મદીનાના મુસલમાનોમાં અત્યંત બેચેની અને ઉહાપોહ પેદા કરી દીધાં. તેઓ બિચારા અત્યંત ઘણી કફોડી સ્થિતિમાં મૂકાયા હતા. ઘરબાર છોડી, પરદેશમાં આવી દેશવટો ભોગવતાં છતાં તેમને નસીબે શાંતિ ન હતી. તેઓ પોતાની સ્ત્રીઓ તથા બાલબચ્ચાંઓની ચિંતાથી આકુળવ્યાકુળ બન્યા. તેઓ કહેતા "અરે! એક જ ઇશ્વરની આરાધના કરવી એ જ શું અમારો દોષ છે?"

ચારે તરફની નિરાશા અને દુશ્મનોના ભયે તેમને મરણિયા બનાવી દીધા. તેમણે પાકો નિશ્ચય કર્યો કે હવે અમે ક્યાંયે ચાલ્યા જઈશું નહિ. ધર્મ, બાલબચ્ચાં અને સત્ય માટે અમે શત્રુઓ સાથે લડીશું. મોંઘા મૂલનાં અમારાં માથાં આપીશું. આ પ્રમાણે મક્કમ ઇરાદો કરી તેમણે યુક્તિ રચી કે મક્કાવાસીઓ કાંઈ પગલાં ભરે તે પહેલાં આપણે ઉત્તર દિશામાં કૂચ કરી સીરિયાથી આવતા મહાન કાફલાને રોકી પાડીએ અને તેને મક્કાવાળાઓ સાથે ભળતાં અટકાવી દઈએ.

૩૧૩ બહાદુર મુસલમાનો હથેલીમાં જીવ લઈ ઘરથી નીકળી પડ્યા, ખીના છૂપી રાખવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો છતાં સીરિયાના કાફલાના સરદાર અબુસુફિયાનને તેનો પત્તો લાગી ગયો. તેણે જાણ્યું કે મુસલમાનો જીવં પર રમી જવા તૈયાર છે, તેથી તરત તેણે મક્કા તરફ સવાર દોડાવ્યો, અને લાગલી જ મદદ લાવવા કહ્યું. કાસિદે પોતાના ઊંટના કાન કાપી નાંખ્યા. વળી વિચિત્ર ચહેરો બનાવી પેરણ ફાડી શહેરમાં દાખલ થયો. આ વેશે આવ્યાના સમાચાર શહેરમાં વિદ્યુતવેગે પ્રસરી ગયા. લોકો તેને આમ કરવાનું કારણ પૂછવા લાગ્યા. તે કહે; "મુહમ્મદ સ. અ. હવે લૂંટારો બન્યો છે અને અમારો

કાફલો લૂંટવા તૈયાર થયો છે. તમારાથી થઈ શકે તો અમારી મદદ કરો, નહિ તો તમારા માલ અસબાબથી હાથ ધોઈ નાખો." તરતમાં અબુજહલની સરદારી નીચે યુદ્ધમાં કસાયેલા એક હજાર બહાદૂર નવજવાનો કાફલાની વહારે ધાવા તૈયાર થયા; પરંતુ કુમક જઈ પહોંચે તે પહેલાં જ અબુસુફિયાન પોબારા ગણી બીજે કોઈ રસ્તેથી પોતાનો કાફલો લઈ મક્કા પહોંચી ગયો. સહીસલામત રીતે ઘરે પહોંચી અબુજહલને પાછા ફરવા તેણે સમાચાર મોકલ્યા. પણ પાછા જવાની વાત તેને ગળે ઉતરી નહિ. ઉત્તરમાં તેણે કહેવડાવ્યું; "જ્યાં સુધી હું મુહમ્મદ સાહેબ સ. અ.નું નામ દુનિયાના પડદા ઉપરથી ભૂંસી નાખીશ નહિ ત્યાં સુધી ઘરે પાછો ફરનાર નથી."

ટૂંકમાં આ રીતની શેખીઓ મારતો અબુજહલ બદર કરીને એક મુકામ છે ત્યાં આવી પહોંચ્યો. મુસલમાનો પોતાના તંબુ નાખી અહીં પડાવ કરી રહ્યા હતા. મુહમ્મદ સાહેબે સ. અ. સર્વશક્તિમાન પરમેશ્વરને (સાષ્ટાંગ દંડવત્) કરી પ્રાર્થના કરી; "હે દુનિયાના પાલનહાર! તું અમારી વારે ધા. હે તૂટ્યા હૃદયના સાંધનાર! જો આ મૂઠીભર ઈમાનદાર લોકો માર્યા ગયા તો પછી તને વિમલ હૃદયે ભજનાર કોઈ રહેશે નહિ. તું અમારું રક્ષણ કર."

ઉભય પક્ષમાં લડાઈની તૈયારીઓ થવા લાગી. પ્રથમ જ ત્રણ બહાદૂર કુરેશી યોદ્ધાઓ મેદાને બહાર પડ્યા, જોરથી લલકારીને કહેવા લાગ્યા; "આવો; અમારી સાથે કોણ લડે છે?" મુસલમાનોમાંથી હમઝા, ર. અલી, ર. અને ઉબેદા ર. તેમની સામે થવા બહાર નીકળ્યા. તે કાળના લશ્કરી કાયદાઓને માન આપી આ જોડીની લડતમાં કોઇને વચમાં પડવાનો હક્ક ન હતો. આ તો દ્વંદ્વયુદ્ધ રચાયાં હતાં. બંને બાજુના સૈનિકો પોતાના સાથીઓની ઝપાઝપીને અતિ ઝીણવટથી નીહાળી રહ્યા હતા. શૂરા લડવૈ જતા હતા તેવામાં મુસલમાનોની છાવણીમાંથી હર્ષની ઘોષણા સંભળાઈ; આંખ ઉંચી કરી જોતાં

જણાયું કે શત્રુ પક્ષના ત્રણે પ્રતિસ્પર્ધિઓ ધૂળ ચાટતા થઈ ગયા છે. મક્કાવાસીઓએ પોતાના ત્રણે સાથીઓ ખપી ગયેલા જોઈ તુરત જ એકી સાથે હુમલો કરી દીધો. દારૂણ યુદ્ધ મચ્યું. મક્કાવાસીઓનું સૈન્યબળ ઘણું મોટું હતું. સૈનિકોની સંખ્યા અધિક હતી. સરંજામની ખોટ ન હતી. ત્યારે બિચારા મુસલમાનો એક તો પરદેશી મુસાફર, વળી હૃદયના હતાશ બનેલા; પણ તેમની રગોમાં સત્યનું જોમ હતું. કડકડતા શિયાળાનો દિવસ હતો છતાં આકાશ વાદળાંથી ઘેરાવા લાગ્યું. આંધી ચઢી આવી. વીજળીના ચમકારા થવા લાગ્યા. એમ જ સમજોને કે દુઃખિયાની વહારે કુદરત પણ લડવા આવી હતી. તુમુલ યુદ્ધ જામ્યું. શોણીતની સરીતા વહી. અંતે મક્કાવાસીઓનો પરાજય થયો. તેમનો સેનાધિપતિ અબુજહલ રણમાં માર્યો ગયો. રણક્ષેત્રના સ્વામી મુસલમાનો ઠર્યા. ઘણાંએ કુરેશીઓ માર્યા ગયા. કેટલાક કેદી બન્યા.

જેટલા કુરેશીઓ પકડાયા હતા તે પૈકીના બે એવા હતા કે જેમની મુક્તિ અનેક મનુષ્યની જિંદગીની સંહારક બને તેમ હોવાથી તે વખતના લશ્કરી કાયદાને અનુસરી તેઓને દેહાંત દંડની શિક્ષા થઈ. બાકીના સઘળાઓને જીવતદાન આપવામાં આવ્યું. પણ તેમની પાસેથી જુદી જુદી શરતો કરી લેવામાં આવી. કેટલાકે દંડ ભર્યો; તો કેટલાક, ભવિષ્યમાં કોઈ પણ મુસલમાનની પજવણી નહિ કરવા અને તેમની સામે શસ્ત્ર નહિ ઉઠાવવાનું વચન આપી છૂટ્યા. કેદીઓમાં કેટલાક ભણેલા ગણેલા અને વિદ્વાન પણ હતા. તેમણે મદીનામાં અમુક સમય રહી મુસલમાન બાળકોને કેળવણી આપવાનું કબુલી પોતની મૂક્તિ સાધી. બીજી બાજુએ આ ગિરફતાર થયેલાઓને મુસલમાનો કેદી તરીકે ના લેખે પણ તેમની સાથે સગા ભાઈના જેવી વર્તણૂંક ચલાવે અને તેમના માન-મોભા યોગ્ય રીતે સાચવે તેમ તેમને બરાબર સમજાવવામાં આવ્યું હતું. તેથી તે લોકો મુસલમાનોની પાસે રહ્યા ત્યાં સુધી તેમણે એમની સેવાચાકરી કરી. કોઈ પણ

પ્રકારની તકલીફ તેમને થવા દીધી નહિ. આ કેદીઓ પૈકીનો એક છૂટી સૌથી પહેલા મક્કા ગયો ત્યારે તેણે મુસલમાનો વિષે ત્યાં એવો અભિપ્રાય આપ્યો કે ખુદા તેમનું કલ્યાણ કરો. તેઓ અમને સવારી આપતા અને પોતે બિચારા પગપાળા ચાલતા. તેઓ અમને ખાવા ઘઉં વગેરે અનાજ આપતા જ્યારે તેઓ કેવળ ખજુરનો અહાર કરી જીવન વીતાડતા.

આ લડાઈમાં પકડાયેલા કેદીઓ પૈકીના બે જણને મુહમ્મદ સાહેબે સ. અ. લશ્કરી કાયદાને અનુસરી દેહાંત શિક્ષા કરી તે બદલ ટીકાકારો તેમની ઉપર ખૂબ છંછેડાઈ ગયા છે. તેમણે પયગમ્બર સાહેબના એ કૃત્યને એમના મોભાને અણછાજતી વસ્તુ તરીકે ઓળખાવી છે; પરંતુ કોઈ પણ આરોપ ઘડતાં પહેલાં પ્રશ્નનો સર્વ પ્રકારે વિચાર કરવો એ અતિ આવશ્યક છે. બે ગુન્હેગારો જીવતા રહેત અને પરિણામે ઘણાંયે નિર્દોષ મનુષ્યો માર્યા જાત તેની જવાબદારી કોને શિર પડત તે પણ સાથે સાથે વિચારવું એટલું જ અગત્યનું છે. તે જ પ્રસંગે અનેક જણને જીવતદાન અપાયું હતું એટલે જીવતદાન આ લોકોને માટે કાંઈ મોંઘી વસ્તુ ના હતી પણ તેમનું જીવતા રહેવું એ જ ધરતીને માટે ભાર હતો. તેમનો દેહાંત તેમના તથા જગતને માટે કલ્યાણકારક હતો.

મુસલમાન સૈનિકોમાં માલેગનીમત ( લડાઈમાં વિજય પછી પ્રાપ્ત થયેલ માલ )ની વહેંચણી કરતાં કાંઇક ગડબડ મચી; પરંતુ મુહમ્મદ સાહેબે સ. અ. તે સઘળા માલને સૈનિકો વચ્ચે સરખે ભાગે વહેંચી આપી બધાને સંતોષ્યા. ભવિષ્યમાં ફરી એવી તકરારો થવા ન પામે તે માટે માલેગનીમતની વહેંચણી કરવા એક કાયદો ઠરાવી દીધો. દુશ્મનો પાસેથી જે કાંઈ માલેગનીમતતરીકે મળે તેનો પાંચમો ભાગ પરમેશ્વરના નામ પર કાઢવામાં આવે અને પયગમ્બર સાહેબ નિરાધાર, અનાથ અને બીજા સાર્વજનિક કામોમાં તેનો ઉપયોગ કરે. બાકીના ચાર ભાગ લશ્કરમાં વહેંચી દેવામાં આવે.

## પ્રકરણ ૪ થું

મુસલમાનોને બદરની જીતથી એટલો બધો આનંદ થયો કે હર્ષનામાર્યા તેઓ ફુલ્યા સમાતા ન હતા. મદીનાનાં કેટલાક લોકો યુદ્ધમાં ભાગ લઇ શક્યા ન હતા. તેમને શુભ સમાચાર સંભળાવવા એક ખેપીઓ દોડાવવામાં આવ્યો; પણ તે શહેરને દરવાજે પહોંચ્યો કે સામેથી હઝરત મુહમ્મદ સાહેબ સ. અ.ના દીકરી રુકૈયાનું આવતું શબ તેને મળ્યું. તેઓ કેટલાક દિવસથી પથારી વશ હતા. મુસલમાનોએ બદરના મેદાનમાં શત્રુઓને હરાવ્યા, બરાબર તેજ દિવસે રુકૈયાએ પોતાના આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. દીકરીના મરણથી મુહમ્મદ સાહેબ સ. અ.ને ઘણી અશાન્તિ થઇ તથા મુસલમાનોનો આનંદ નષ્ટ થઈ ગયો. પયગમ્બર સાહેબ સ. અ.ના મોટા દીકરી જેનબ આજ દિન સુધી મક્કાના કુરેશીઓના કબજામાં હતા, બહેનના મૃત્યુ પછી થોડા દિવસે મહાકષ્ટ વેઠી

મદીના આવી પહોંચ્યા. બાપના મનને લગીર શાંતિ વળી. રુકૈયા તરફનો ખેદ કેટલેક અંશે ઓસરાયો.

મુસલમાનોની આ સ્થિતિ હતી. બીજી બાજુ કુરેશીઓ પરાજય પામતાં શરમાઇને તથા ખેદ પામીને આપસમાં અંદર અંદર મુસલમાનો ઉપર વેર વાળવાના મનસુબા ઘડી રહ્યા હતા.

જંગે બદર પછી મુહમ્મદ સાહેબ સ. અ. એક દિવસ લીલા હરિયાલા ઘાસ ઉપર એકલા આરામથી સૂતા હતા. તેવામાં એક કુરેશી ત્યાંથી નીકળ્યો. તેણે મુહમ્મદ સાહેબ સ. અ.ને સૂતેલા જોયા અને એકલા જ જોયા એટલે તે લાગલો જ આનંદમાં આવી ગયો. તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે બસ હવે હું ધડથી તેમની ગરદન હમણાં જ ઉડાવી દઉં છું. પાછો તેને વિચાર સૂઝયો કે સૂતેલાનો સંહાર કરવામાં કાંઈ પરાક્રમ નથી; એટલે તેણે મુહમ્મદ સાહેબ સ. અ.ને જગાડયા. તેમણે આંખ ઉઘાડી ત્યારે તે કુરેશીએ પોતાની તલવાર ખેંચી પૂછ્યું; "બતાવ અહીં તારો કોણ રક્ષક છે?" મુહમ્મદ સાહેબે સ. અ. આકાશ તરફ મોઢું ફેરવી આંગળીથી ઇશારો કરી કહ્યું; "તે પ્રવિત્ર આત્મા" આટલું સાંભળતાં તો કુરેશીનો હાથ કંપી ઊઠયો. જોતજોતામાં તેના હાથમાંથી તલવાર નીચે સરી પડી. મુહમ્મદ સાહેબે સ. અ. તલવાર તરત જ ઉંચકી લીધી, અને પૂછ્યું "બોલો; હવે તમારો બચાવનાર કોણ છે?" તેણે જવાબ આપ્યો "કોઇ નહિ" ત્યારે મુહમ્મદ સાહેબે સ. અ. કહ્યું 'ઓ અભાગ્યા! કહે કે અલ્લાહ' પછી તેમણે એની તલવાર પાછી આપી કહ્યુઃ 'તે પવિત્ર આત્મા ઉપર નિસને માટે ભરોસો અને શ્રદ્ધા રાખો; ખુદાના નિર્દોશ બંદાઓને વિના કારણે રંજાડો મા.' આટલું સાંભળતાં તે કુરેશીનું હૈયું પીગળી ગયું. તેણે ઇસ્લામનો સ્વીકાર કર્યો. ત્યારથી તેણે પયગમ્બર સાહેબને હંમેશ હોંશભેર સાથ આપ્યા કીધો.

પોતાની પત્નિ રુકૈયાના મૃત્યુથી હઝરત ઉસમાન ર.ને ઘણું લાગી આવ્યું હતું. તેમનું મન રંજન કરવા હઝરત ઉમરે પોતાની દીકરી તેમની સાથે પરણાવવા વિચાર્યું. પણ હફસા ઘણી ઉગ્ર પ્રકૃતિ તથા કડક સ્વભાવના હતા. કોઈ પુરુષ તેમનું પાણીગ્રહણ કરવા હિમ્મત કરતો નહતો. આ વાત હઝરત ઉસમાન ર. પણ મંજુર રાખી શક્યા નહિ. પરિણામે હઝરત ઉમર ર.નો ઉદ્વેગ વધ્યો. કોઈ પણ જણ તેમનો સ્વીકાર કરવા તૈયાર નહિ થતાં પોતાની દીકરીને યોગ્ય પતિ મેળવી આપવાની બાબતમાં હઝરત ઉમર ર. ચિંતાતુર રહેતા. તેમણે આ સઘળી આંતરિક વેદના હઝરત મુહમ્મદ સાહેબ સ. અ.ને કહી સંભળાવી. તેમણે હઝરત ઉમર ર.ને દિલાસો આપી કહ્યું; "શાંત થાઓ; ખુદા તમારી દીકરીને ઉસમાનથી સારો પતિ, અને ઉસમાનને હફસાથી સારી પત્ની આપશે." પછી કેટલેક દિવસે હફસા પયગમ્બર સાહેબના હરમમાં દાખલ થયા. મુહમ્મદ સાહેબે સ. અ. પોતાની દીકરી ઉમ્મેકુલસુમને હઝરત ઉસમાન ર. સાથે પરણાવ્યાં. આથી હઝરત ઉમર ર. અને હઝરત ઉસમાન ર. બન્ને મુહમ્મદ સાહેબ સ. અ.ના ગમખ્વાર મિત્રો અને હમેશના સાથી બની ગયા. કુરાને શરીફની જે જે આયાતો ઉતરત હતી તેને એક વખતે સંઘરી રાખવાનું માન હઝરત હફસાને પણ પ્રાપ્ત થયું છે.

મક્કાવાસીઓનો પરાજય થતાં અબુ સુફિયાન ભારે શરમાઈ ગયો. શરમને માર્યે કેટલાયે દિવસ ઘરમાં બંધ બારણે તે પુરાઈ રહ્યો. પોતાના બાપ, કાકા, અને એક ભાઈ બદરના યુદ્ધમાં માર્યા જવાથી તેની પત્ની હિંદા ટાણાટૂણા મારી તેને અહર્નિશ વિશેષ લજ્જાયમાન કરતી. તેમના પ્રાણ હરનારાઓને પોતાની આંખ આગળ કતલ થતા જોવાની તે નિત્ય ઈચ્છા ધરાવતી. એટલું જ નહિ; તેને તો પોતાની જાતે તેમના માથાં ધડથી જુદા કરવાના કોડ હતા. તેના ટાણાટૂણા અને રોકકળાટથી અંતે તેને શૂર ચઢયું, આ પ્રસંગે

તેની સાથે ત્રણ હજાર શૂરા કુરેશીઓ કેસરીઆ કરી રણે ચડ્યા. તે પૈકીના સાતસો તો યુદ્ધક્ષેત્ર ખેડેલ મહાન યોદ્ધા હતા. પાયદળ લશ્કરનો સેનાધિપતિ અકરમા બિન અબુજ્હલને નીમવામાં આવ્યો. ખાલીદ બિન વલીદના હાથમાં બીજી ટૂકડીની લગામ સોંપવામાં આવી. આ ભયંકર સૈન્યના આક્રમણ વિષેના સમાચાર મદીના પહોંચ્યા ત્યારે પયગમ્બર સાહેબે પોતાના સાથીઓને એકઠા કરી તેમની સલાહ માગી. સામાન્ય અભિપ્રાય એવો હતો કે શહેરના દરવાજા બંધ કરી કિલ્લામાં રહેવું; અને દુશ્મન હુમલો કરે ત્યારે બચાવ કરવો. વયોવૃદ્ધ અને યુદ્ધના કસાયેલાઓને એ સલાહ પસંદ પડી; પણ નવજુવાનોના ગળે આ વાત ઉતરી નહિ. તેમણે કહ્યું " ના અમે તો ખુલ્લા મેદાનમાં લડીશું." ટૂંકમાં લાંબી વાટાઘાટ પછી નવજવાનોની ઇચ્છાને માન આપવામાં આવ્યું. સઘળી તૈયારી કરી યુદ્ધની સામગ્રી સાથે બહાર નીકળ્યા. ઇસ્લામીઓનું સૈનિકબળ હજારની સંખ્યાએ સમાપ્ત થયું. તેમાં ત્રણસો મુનાફિકો હતા. મુસલમાનો તેમની ઉપર સંપૂર્ણ ભરોસો કરી શકે એમ ન હતું. સહેજમાં તેઓ પોતાને ઘેર પાછા ફર્યાં. એટલે ઇસ્લામી સૈન્ય માત્ર સાતસોનું રહ્યું. તે બિચારાઓ પાસે સવારી માટે ફક્ત બે ઘોડાઓ હતા. અને થોડાક તીરંદાજો હતા. આ પ્રમાણેના ઇસ્લામી લશ્કરે મદીનાથી નીકળી છ માઈલ દૂર ઑહદની ટેકરીઓ ઉપર પોતાનો પડાવ નાખ્યો. બીજી બાજુથી કુરેશીઓનું વિરાટ સૈન્ય આગળ કૂચ કરતું વધતું હતું, તેઓ પણ ઑહદની ટેકરીઓ ઉપર આવી પહોંચ્યા. મુસલમાનોનો વાસો સમીપમાં જ છે એની તેમને ભાળ લાગી. તેમણે પણ સામસામા પોતાના તંબુ-ડેરા તાણ્યા. મુસલમાનો પોતાની નમાઝથી પરોઢિયે જ્યારે ફારેગ થયા ત્યારે દુશ્મનોની આટલી જંગી તૈયારીઓ જોઈ ગભરાયા. પણ એક રણખેડેલ વીરની પેઠે મુહમ્મદ સાહેબે સ. અ. પોતાના સાતસો શૂરાઓને રીતસર હારબંધ ગોઠવી દીધા. દુશ્મન કોઈ પણ બાજુથી અણચિંતવ્યો હુમલો ન કરે તેની પૂરતી

સંભાળ રાખી. કોઈ પણ ભોગે પોતાનું સ્થાન નહિ છોડવા તીરંદાજોને હુકમ કરવામાં આવ્યો. દુશ્મન હુમલો કરે તેની વાટ જોઈ આગળ નહિ વધવાની આખી ફોજને સૂચના કરવામાં આવી. ટૂંકમાં સૂર્યનો ઉદય થતાં કુરેશીઓ પોતાના શસ્ત્ર સજી મેદાને નીકળી પડ્યા. આવતાંની સાથે જ તેઓ એકાએક તૂટી પડ્યા. આવેલા હુમલાને ખાળવા મુસલમાનોએ ભારે જહેમત ઉઠાવી. રણધીરોનાં માથાં ઘડી પળમાં શરીરથી જુદાં થવા લાગ્યા. ઉભય બાજુથી એક બીજા મરી ખપવાની અણી ઉપર આવી ગયા. મુસલમાનોને વિજયમાળ આરોપાવાના ચિન્હો દ્દષ્ટિગોચર થવા લાગ્યા. પણ કમનસીબે તીરંદાજો પયગમ્બર સાહેબની શિખામણ ચૂક્યા. કુરેશીઓ માર ખાઈ શુદ્ધબુદ્ધ ખોઈ નાસભાગમાં પડ્યા હતા, ત્યાં તીરંદાજો લડાઈની લૂંટને લોભે રણભૂમિ તરફ દોડી ગયા. કુરેશીઓને માટે આ સોનેરી તક હતી. બન્ને પાંખો ખાલી જોઈ તેમણે આગળ પાછળથી આવી મુસલમાનોને ઘેરી લીધા. અને એટલા સપાટાથી તરવાર ચલાવી કે મુસલમાનોના છક્કા છૂટી ગયા. કેટલાયે બહાદૂરો રણમાં રોળાતા થઈ પડ્યા. હજરત હમઝા ર. અ. શહીદ થયા. પયગમ્બર સાહેબના મુખકમળ ઉપર એક તીર વાગ્યું અને તેટલા જ જોરથી બીજો એક પથ્થર વાગ્યો; પરિણામે એક દાંત પડી ગયો. મુસલમાનોનો નિશાનધારી પણ હણાયો. તેનો અને મુહમ્મદ સાહેબ સ. અ.નો ચહેરો કેટલેક અંશે મળતો હોવાથી તેજ પળે મુહમ્મદ સાહેબ સ. અ.ના માર્યા ગયાની અફવા ઉડી. આ ખબર થતાં જ મુસલમાનો વીખરાવા લાગ્યા. સૈન્યમાં ભંગાણ પડ્યું. આ ગભરામણ તથા ખળભળાટમાં શહિબ બિન માલિક નામના માણસે પયગમ્બર સાહેબને મુડદાઓના ઢગલામાં જીવતા જોયા. તેઓ હયાત છે તેની મુસલમાનોને તેણે ખબર કરી. લોકો દોડીપહોંચી તેમને ઉપાડી ગયા. છાવણીમાં જઈ પયગમ્બર સાહેબના ઘા ધોઈ તે ઉપર મલમપટી કરવામાં આવ્યો. તથા સાંઢણીનું દૂધ પાવામાં આવ્યું; ત્યારે તેમને જરા શુદ્ધિ વળી.

લડાઇનો અંત આવતાં હિંદા રણક્ષેત્ર ઉપર આવી, પોતાને હાથે હમઝા ર. અ.ની લાશના ટૂકડાટૂકડા કર્યા. શરીરમાંથી કાળજું શોધી કાઢી પોતાના દાંતમાં ઘાલી ચાવવા લાગી. તેણે લાશના નાક કાન પણ કાપી લીધા. મુસલમાનોની અન્ય લાશો જે ત્યાં પડી હતી તેમની પણ ઘણી દુર્ગતિ કરવામાં આવી.

પોતાની છાવણીમાં કુરેશીઓ પાછા ફર્યા; રાત્રી પણ આવી લાગી. પોતાના સાથીઓને લઈ મુહમ્મદ સાહેબ સ. અ. લડાઈની જગ્યાએ આવ્યા. પોતાના કાકા હમઝા ર. અ.ની લાશને જોઈ ઘણા ગમગીન થયા. તે વખતે દુશ્મનોની લાશો સાથે તેમના જેવો જ વર્તાવ કરવો એમ ઘડીભર માટે થઈ આવેલ પણ તેમણે પોતાના મન ઉપર કાબુ રાખ્યો.

અબુ સુફિયાનને મુહમ્મદ સાહેબ સ. અ.ની હયાતીના સમાચાર મળ્યા ત્યારે તેના હૃદયમાં મોટો ધ્રાસ્કો પડયો. તે જાણતો હતો કે મુસલમાનો જો બીજી વાર હુમલો લાવશે તો લડવાની કે સામે થવાની હવે મુદ્દલ શક્તિ રહી નથી. તરતમાં જ આટલા વિજયથી સંતોષ માની તેણે મક્કાનો માર્ગ સાધ્યો. બાદમાં મુસલમાનો સાથે એક વર્ષની સંધિ કરી.

આ યુદ્ધમાં હાર પામતાં મુસલમાનોને મોટું નુકસાન ખમવું પડયું. આજુબાજુના લોકોએ તેમને ખૂબ રંજાડયા. દગાથી બની ઉમરે અને બની સલીમના કબીલાવાળાઓએ ૭૦ મુસલમાનોને કતલ કર્યા. તેનું અનુકરણ અન્ય કબીલાવાળાઓએ પણ કર્યુ.

મુસલમાનો જ્યારથી મદીનામાં આવ્યા ત્યારથી યહુદીઓ અને તેમની વચ્ચે ખટરાગ ચાલ્યો આવતો હતો. બદરની લડાઇમાં મુસલમાનોની જીત થતાં યહુદીઓનો મોટો ભાગ વિશેષે ઈર્ષાખોર બની ગયો હતો. કેટલાકે પયગમ્બર સાહેબને વિષે ફટાણા જોડી કાઢ્યા. કેટલાકે મુસલમાનોની સામે થવા કુરેશીઓને ઉત્તેજિત કરનાર વિવિધ

પ્રકારનાં ગીત રચ્યાં/ મુહમ્મદ સાહેબ સ. અ. આ બધું પી જઈ તેમને ઘણા ઘણા સમજાવતા રહ્યા, પણ યહુદીઓ આગળ ધીરજ અને શિખામણ બન્ને પથ્થર ઉપર પાણી સમાન ઠર્યાં. ત્યારે મુસલમાનોને વશ રાખી રહ્યા હતાં તે અંકુશ મુહમ્મદ સાહેબે સ. અ. તેમને શિરેથી ઉઠાવી લીધો. તેમણે એમની ઇચ્છા પ્રમાણે ઘટતી રીતે વર્તવા કહી દીધું. મુસલમાનો આટલી જ વાટ જોતા હતા. મુહમ્મદ સાહેબ સ. અ.ની આણ ઉઠી જતાં મુસલમાનો યહુદીઓ સાથે છેવટનો ફેંસલો કરી લેવા વિચાર કરતા થઈ ગયા. પ્રારબ્ધ વશ એક મુસલિમ આરબ કૌમારી દૂધ વેચતાં વેચતાં યહુદીઓની બજારમાં જઇ ચડી. તેમણે એની મશ્કરી કરી. મોઢા ઉપરનો બુરખો ખસેડવાની તેને ફરજ પાડી. તે કેમે કરી માને નહિ; ત્યારે જે નાપાક લુહારને ઓટલે બેસી તે દૂધ વેચી રહી હતી તેણે તેના અંગનું લુગડું ખેંચી તેને અવ્યવસ્થિત કરી મૂકી. તેવામાં ત્યાંથી એક મુસલમાનનું નીકળવાનું બન્યું. આ બનાવ જોઇ તેને ઘણું લાગી આવ્યું. લાગલા જ પોતાની તરવાર કાઢી તેણે લુહાર ઉપર ખેંચી. લુહારની મદદે યહુદીઓ ધાયા. એટલે મુસલમાનો પણ આવી પહોંચ્યા. યહુદીઓની સંખ્યા પ્રમાણમાં ઓછી હતી. તે બધા પોતાના કિલ્લામાં ભરાઈ બેઠા અને દરવાજા વાસી દીધા. તેમની ચારે દિશામાં પહેરા મૂકી મુસલમાનોએ કિલ્લાને ઘેરી લીધો. થોડા જ દિવસમાં ભૂખ તરસથી પીડાઈ યહુદીઓ થાક્યા અને દરવાજા ઉઘાડી દીધા. મુસલમાનો તેમને હમેશનો ફેંજ પહોંચાડવા ઇચ્છતા હતા, પણ અબદુલ્લા બિન ઉબૈની ભલામણથી મદીનાની સુલેહ શાંતિ જાળવવા મજકૂર પ્રદેશ ખાલી કરી દેવાની શરતે મુસલમાનોએ તેમને જતા કરી સંતોષ માન્યો.

ઓહદની લડાઈ પછી મુસલમાનોને નબળાં દેખી કબીલાના યહુદીઓ સાથે રાખી બનુ નઝીર દોસ્તીના ડોળમાં તેમનો નાશ કરવાની યુક્તિઓ

રચવા લાગ્યા. તેમણે મુસલમાનોને પોતાને ત્યાંનું આમંત્રણ મોકલ્યું. મૂળ બીનાથી અજ્ઞાત હોવાને લીધે પયગમ્બર સાહેબ, હઝરત અબુબક્ર, ર. ઉમર, ર. અલી, ર. અને બીજા કેટલાક સાથીઓને લઇ, તેમને ત્યાં ગયા. યહુદીઓને ત્યાં જમણની તૈયારીઓ થવા લાગી. એક દિવાલની ઓથે ખુલ્લા ચોગાનમાં પાથરણાં પાથરવામાં આવ્યાં. મુહમ્મદ સાહેબ સ. અ.નું તેમના સાથીઓ સાથે ત્યાં સ્વાગત કરવામાં આવ્યું. સારે નસીબે આ લોકો તેમના પ્રાણ હરવાનો પ્રયત્ન કરી રહ્યા છે એ મૂળ બીનાથી તેઓ વાકેફ થઈ ગયા. તેઓ તરત જ ઉઠી જંગલ તરફ જવા લાગ્યા. લોકો સમજ્યા કે કુદરતી હાજતને લીધે તેઓ બહાર જતા હશે, હમણાં પાછા ફરશે; પણ તેઓ તો યહુદીઓના દાવમાંથી સટકી ગયા હતા. ખૂબ વાટ જોઈ તેમના સાથીઓ પણ પોતપોતાના ઘરે પાછા ફર્યા.

આ દગાનો બદલો વાળવાનો મુસલમાનોએ નિશ્ચય કર્યો. એક મોટા લશ્કર સાથે એ લોકો ઉપર હુમલો કરવામાં આવ્યો. યહુદીઓમાં સામે થવાની શક્તિ ન હતી. કેટલાક સીરિયા તરફ નાઠા. કેટલાક ખૈબર કે જે તે વખતે યહુદીઓનું મોટું કિલ્લેબંધ મથક હતું ત્યાં પ્રયાણ કરી ગયા. આ કબીલાનાં જે ધનદોલત હતાં તે સઘળાં મુસલમાનોને હાથ લાગ્યા. પણ તે માલ સૈનિકોની વચ્ચે વહેંચવાને બદલે સામાન્ય પ્રજાના જાહેર ઉપયોગ માટે પયગમ્બર સાહેબે જુદો રાખ્યો. તેઓએ ફરમાવ્યું કે વગર લડયે જે માલ હાથ આવે તે સૈનિકોમાં વહેંચાવાને બદલે તેના રસૂલને સોંપવો જોઈએ. અને પયગમ્બરની ફરજ છે કે તે માલ અનાથ અને અપંગોને સહાય કરવામાં તથા અન્ય સત્કૃત્યોમાં ખર્ચે.

યહુદીઓ અને મુસલમાનો વચ્ચેની શત્રુવટ વધી પડી. કુરેશીઓ મૂળથી મુસલમાનોના વૈરી હતા, તેમાં યહુદીઓનો ઉમેરો થયો. પ્રથમથીજ છૂપી રીતે તો યહુદીઓ ઈસ્લામના દુશ્મન જ

હતા. તે દુશ્મનાવટ હવે ખુલ્લી રીતે પ્રગટ થઇ. તેઓ ઉઘાડા છોગે મુસલમાનો ઉપર પ્રહાર કરવા લાગ્યા. દુશ્મનોમાં જેમ જેમ વધારો થવા લાગ્યો તેમ તેમ મુહમ્મદ સાહેબ સ. અ. માટે પોતાના પ્રાણ કુરબાન કરનાર સાથીઓની સંખ્યા યે વધતી ગઇ. દરેક પળે પોતાના ઉદ્દેશ અર્થે જીવ આપવા તથા સ્વર્ગના ઉમેદવાર નોંધાવા તેઓ તૈયાર રહેતા હતા તે સઘળું હવેના પ્રકરણમાં છે.

## પ્રકરણ ૫ મું

અબુ સુફિયાનને લીધે મક્કામાં પગ મૂકવો મુસલમાનોને ભારે થઈ પડ્યો હતો. બીજી બાજુએ યહુદીઓ મદીનામાં તેમની સામે કાવત્રાં રચી રહ્યા હતા. તેવા પ્રસંગે તેમની સામે એક ત્રીજોજ દુશ્મન જાગ્યો. બનુ અલમુસતલક નામે ઓળખાતા લોકો પોતાના બાદશાહ હારીસની સરદારી નીચે મુસલમાનો ઉપર કટક લઈ આવ્યા. પણ તેઓતો વખતસર ચેતી ગયા. મુહમ્મદ સાહેબે સ. અ. કાબેલ સવારો તથા બહાદૂર પ્યાદાઓ લઇ દુશ્મનોનો રસ્તો ઘેરી લીધો. યુદ્ધ જામ્યું; અને દુશ્મનો હાર્યા. મહા મુસીબતે પોતાનો જીવ બચાવી હારીસ નાઠો. લશ્કરમાં ભંગાણુ પડ્યું. નાસભાગમાં બસો માણસો કેદ પકડાયા. તે ઉપરાંત દુશ્મનોનાં ૫૦૦૦ ઘેટાં તથા ૧૦૦૦ ઊંટ મુસલમાનોનાં હાથ આવ્યાં. કેદીઓની સાથે બાદશાહ હારીસની શાહજાદી જુવેરિયા પણ હતી. તેમને સૈનિકો વચ્ચે વહેંચી દેવામાં આવ્યા.

આપ પયગમ્બર સાહેબની સેવામાં હાજર થયો. તેણે તેમની માયાળુ વર્તણૂંક અનુભવી. તેની શાહજાદી પ્રત્યે દાખવવામાં આવેલી ભલમનસાઈ વિષે જ્યારે તેણે સાંભળ્યું ત્યારે તેના હૃદય ઉપર એક ઉંડી છાપ પડી. બાદશાહ તો પોતાની શાહજાદીને ગુલામીના કેદખાનામાંથી છોડાવવા આવ્યો હતો; પણ તેણે પોતેજ હવે પોતાનું નામ પયગમ્બર સાહેબના દાસોની યાદીમાં નોંધાવી દીધું. તે પોતાના માટે તેને ભારે માન સમજવા લાગ્યો. પયગમ્બર સાહેબના ચરણોમાં પડયો અને ઘણી રાજી ખુશીથી બાપ દીકરીએ ઇસ્લામનો સ્વીકાર કર્યો.

હારીસે દરખાસ્ત મૂકી કે મુસલમાન થવું એજ અમારા માટે મોટું માન છે. છતાં મારી એક મહાન અભિલાષા છે કે આપ મારી દીકરીને પોતાની દાસી તરીકે સ્વીકારો.

આ દરખાસ્ત મંજુર રાખવી કે કેમ તેના વિચારમાં જ પયગમ્બર સાહેબ હતા, એવામાં લશ્કરમાં અફવા ઉડી કે શાહજાદી જુવેરિયાને પયગમ્બ સાહેબનાં પત્ની થવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું છે. આ ઉપરથી સઘળા લોકો એકઠા મળ્યા અને નિશ્ચય કર્યો કે આ વાત સાચી ઠરે તો જેના જેના ભાગમાં શાહજાદીનાં સગાંવહાલાં ગુલામ તરીકે આવ્યાં હોય તેમણે તે સઘળાંને છોડી દેવાં; કારણ કે પયગમ્બર સાહેબના સાસરિયાના માણસોને ગુલામ તરીકે રાખવાં એ એક મોટી બેઅદબી ગણાય.

પયગમ્બર સાહેબને આ સમાચાર પહોંચ્યા એટલે તેમને નિકાહ વિષે કાંઈ વિચારવાનું જ ના રહ્યું. શાહજાદી સાથે તેઓ લગ્નગાંઠથી જોડાયા. નિકાહ થયાં પહેલાં તો તેનાં ખાનદાનના લોકો જ્યાં જ્યાં કેદ હતાં ત્યાંથી તેમનાં માલિકોએ તેમને તરત જ મૂક્ત કરી દીધાં. આ સઘળા લોકો પયગમ્બર સાહેબના અત્યંત આભારી થયા. બંદીવાનો આઝાદ બન્યા. સઘળા તેમની સેવામાં હાજર થયા. તેમણે તેમને કેટલાંક બોધ વચન સંભળાવ્યાં, પણ તે કારી ઘા બરાબર

હતા. તેની અસર એટલી ઉંડી થઇ કે સઘળા સ્વેચ્છાએ મુસલમાન બની ગયા. કોઈ પણ નિશાહ આટલા આનંદથી ઉજવાયો ન હતો. સો કરતાં પણ વિશેષ માણસોનાં માથેથી ગુલામીનાં બંધન ઉતર્યાં. અને તે સઘળાઓ ત્રણ ખુદાને બદલે પોતાની રાજીખુશીથી ઈસ્લામના બનાવ્યા પ્રમાણે કેવળ એક જ ઇશ્વરને માનનારા બન્યા.

મુસલમાનો સાથે એક વર્ષ માટેની સંધિ કરી અબુ સુફિયાન મક્કા ચાલ્યો ગયો હતો, ત્યારથી ઘડી ભર પણ તે નીરાંત વાળીને બેઠો ન હતો. મુસલમાનો યહુદીઓ સાથે ઝગડામાં જેમ જેમ સંડોવાતા જતા તેમ તેમ તે રાજી થતો હતો. સુલેહનું વર્ષ ખતમ થતાં તરત જ નવું યુદ્ધ જગાડવાની તે અહર્નિશ તૈયારીઓ કરી રહ્યો હતો. તે માટે અરબસ્તાનના દરેક કબીલાવાળાઓને તે મળ્યો. મુસલમાનો વિરૂદ્ધ શસ્ત્ર સજવા તેણે તેમને ઘણા ઉશ્કેર્યા. આ વખતે પોતાનો દાવ સાધવા તેણે ભગીરથ પ્રયત્ન કર્યો. અને અરબસ્તાનના સઘળા કબીલાઓ તેમજ યહુદીઓને તેણે પોતાના પક્ષમાં મેળવ્યા.

સંધિનું વર્ષ સમાપ્ત થવાને હવે ગણ્યા ગાંઠ્યા દિવસ બાકી હતા. અબુ સુફિયાન પોતાની સઘળી તૈયારીઓ કરી ચૂક્યો હતો. તે પોતાના અસંખ્ય સૈનિકોને લઈ મક્કાથી ઉપડ્યો. તેમાં દસહજાર શસ્ત્રધારી યોદ્ધા હતા. લશ્કર મદીના તરફ આગળ વધ્યું. મુસલમાનો ઉપર વેર વાળવા સઘળા તલપી રહ્યા હતા; અને તે માટે પોતાના પ્રાણનો ભોગ આપવા પણ તેઓ તેટલાજ તત્પર હતા. ક્રોધનો અગ્નિ, વેરનો આવેશ, અને મારવા-મરવાની ધમકી તેઓ એટલા બધા ઉગ્ર બની ગયા હતા કે જાણે તેમના હૃદયમાં દાવાનળ પ્રગટ્યો હોય. તેને શાંત કરવા તેઓ મુસલમાનોના લોહીની શોધમાં બહાર નીકળ્યા.

આ અશુભ સમાચાર પયગમ્બર સાહેબને મળ્યા. તેમને તેથી ખેદ થયો. પોતાની જમાત ઘણી નાનકડી હતી. સાથે લડાયક સામ-

ગ્રીના ફાંકાં, તેમજ અંગ ઢાંકવા પૂરતાં વસ્ત્ર પણ ન હતાં. વળી ઓહદ્
યુદ્ધથી ભારે નુકશાની ઉઠાવી ચૂક્યા હતા. તેવામાં નવા યુદ્ધનાં
નગારાં ગગડવા લાગ્યાં. આ સમયે શત્રુની સંખ્યા અને શક્તિ હદ
બહારનાં હતાં. વિશેષમાં મદીનાના યહુદીઓ તથા અબદુલ્લાહ ઇબ્ન
ઉબૈ કદાચ દુશ્મનોને જઇ મળે એ પણ ભય હતો. મદીનાને આ
ભયંકર આક્રમણમાંથી બચાવવાની પયગમ્બર સાહેબના માથે ભારે
ચિંતા આવી પડી હતી. તેમના એક ઇરાની સાથી સલમાન ફારસી
કરીને હતા. તેમણે શહેરની થોડે દૂર ચારે બાજુ એક ખાઈ ખોદા-
વવાની પયગમ્બર સાહેબને ઉપયોગી સલાહ આપી. તેનાથી દુશ્મનોના
અણચિંતવ્યા હુમલાને તેઓ અટકાવવા માગતા હતા. પયગમ્બર
સાહેબને આ યુક્તિ પસંદ પડી. તરતજ ખાઇ ખોદાવવાનું નક્કી
કર્યું; પણ ગરીબ મુસલમાનો પાસે ખાઇ ખોદવાના કામમાં રોકી
શકાય એવી કાબેલ પડતી ફોજ કે પલટણ ન હતી. આ લોકો
કોદાળી-પાવડા લઇ ને કામે વળગ્યા. તેમની સાથે તેમની જેમ
પયગમ્બર સાહેબ પણ પોતાનો હિસ્સો આપવા લાગ્યા. આ પ્રાણ
પાથરનારાઓનું ચિત્ર જરા આંખ સામે આલેખવા જેવું છે. નખથી
માથા સુધી શસ્ત્ર સજી દસ હજાર મહારથીઓ સામે બાથ ભીડવાની
હતી. દુશ્મનો આવી લાગ્યાના સમાચાર ઘડીએ ને પળે સંભળાઈ રહ્યા
હતાં. ખાઈ ખોદવાનું તો હજી હમણાંજ હાથ ધર્યું હતું. ચિંતામાં ખાવા
પીવાનું વિસારે પડ્યું હતું. કોઈ ભલો માણસ ખાવાનું પહોંચાડવા
ખજૂરની ટોપલી લઈ આવતો; પણ અહીં ખાવાનું ભાવે કોને ?
ટોપલી લોકોમાં ફરવા લાગતી અને ચાલતાં કામે ખજૂરની બેચાર પેશી
લઈ અંગનું ભાડું આપતાં. ટોપલી જેવી આવતી હતી તેવી પાછી જતી.

અલ્લાહ અલ્લાહ કરતાં ખાઈ ખોદાઈ ગઈ. દુશ્મનો પણ
સામે આવી ઉભા. મરતાં પડતાં મુસલમાનોની સંખ્યા ત્રણ હજારની
થઈ ગઈ. જે સ્થિતિમાં તેઓ હતા તેજ સ્થિતિમાં દુશ્મનોનો ભેટો

કરવા બહાર પડ્યા. યુદ્ધની સામગ્રી તો કાંઈ ન હતી; પણ હઝ઼રત ઈમાનના બળથી જ઼ોશઝ઼લ બનેલું હતું. દુશ્મનોએ આવતાંની સાથે હુમલો કરી દીધો; પણ ક્ષણભર ખાઈએ તેમને રોકી દીધા. ખાઈની એક બાજુ દુશ્મનો અને બીજી બાજુ મુસલમાનો હતા. બન્ને બાજુથી બાણોની મારામારી ચાલી. મુસલમાનો પોતાની શક્તિ અનુસાર બચાવ કરવામાં જ મશગૂલ હતા. લડાઈ પણ બરાબરની જામી હતી, તેવામાં મુસલમાનો સાથે સુલેહસંપથી વર્તવાના કોલકરાર કર્યા હોવા છતાં બનુ કુરૈઝા દગાબાજી રમી દુશ્મનો સાથે જઈ મળ્યાના ભયસૂચક સમાચાર પયગમ્બર સાહેબને મળ્યા. આથી મુસલમાનોની બેચેની વધી પડી. દરેક જણના મોઢા ઉપર નિરાશાના ચિન્હ જણાવા લાગ્યાં. પોતાના સાથીઓને એકઠા કરી હવે કેમ વર્તવું તે વિષેની પયગમ્બર સાહેબે તેમની સલાહ પૂછી. તેમણે કહ્યું કે આ કટોકટીના પ્રસંગે મદીનાની મહેસૂલનો એક તૃતિયાંશ ભાગ બનુ ગત્ફાનને આપી આપણા પક્ષમાં ભેળવવામાં આવે તો તે વિષે તમારો શો મત છે.

બનુ આસના કબીલાના પ્રતિનિધિ તરીકે સાદ ઈબ્ન માઝ આવ્યા હતા. તેઓ ચતુર અને બહાદુર પુરુષ હતા. તેણે ઉભા થઈ તેમને કહ્યું કે જો આ હુકમ આપને વહીથી મળ્યો હોય તો તે અમને શિરવંદનીય છે. પયગમ્બર સાહેબે ઉત્તરમાં જણાવ્યું કે મને જો વહી મળી હોત તો હું તમને આમ ભેગા થવાની તકલીફ શા માટે આપત? આ તો કેવળ મારો પોતાનો ખ્યાલ છે. ત્યારે તેમણે કહ્યું કે હે ખુદાના પયગમ્બર! અમે જ્યારે મૂર્તિપૂજક હતા ત્યારે કેવળ મહેમાનદારીના પ્રસંગો બાદ કરતાં તેને એક પુડી કોડી આપી નથી. અને અલ્લાહ એ જ્યારે અમને ઈસ્લામરૂપી દોલત આપી તેમ જ આપની સેવા ઉઠાવવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું ત્યારે આ માનભંગપણું અમે કેવી રીતે સ્વીકારી શકીએ? દુશ્મનોમાં શક્તિ

હોય તો તેઓ તલવારના બળે મદીનાના ત્રીજા ભાગનું નહિ પણ પૂરેપૂરું મહેસૂલ ભલે લે. તે પ્રસંગ આવતાં પહેલાં દુનિયામાં કોણ બાકી રહેશે તે હવે જોવાનું છે. મરવામારવા માટે અમે તૈયાર છીએ. આજે અમારે પણ ખરી કસોટીએ કસાવાનું છે. તે પહેલાં કોઈ પણ પ્રકારનું હીણપત સ્વીકારવા અમે તૈયાર નથી. આથી લશ્કરમાં ઉત્સાહ વધ્યો. નવચેતના પ્રસરી. દરેકની આશા લંબાઈ.

ખાઈની બન્ને બાજુએ બન્ને લશ્કરો પડાવ નાંખી પડ્યાં છે. કેટલાક દિવસો થયાં નાનાં મોટાં છાપા અને તીરોની ઝડપાઝડપી ચાલી રહ્યાં છે. કુરેશીઓ તરફના કેટલાક અવિચારી નવજવાનો જેમાં અકરમા ઇબ્ન અબુજહલ તથા અબ્દુદ હતા. તેઓ આગળ વધી, લાગ સાધી, ખાઈ વટાવી મુસલમાનોની છાવણીમાં જઈ ઉભા. અને પડકાર કરી કહેવા લાગ્યા કે જે મુસલમાનમાં દમ હોય તે આગળ આવી અમારો મુકાબલો કરે. ઈસ્લામીઓમાંથી સાદ ઇબ્ન માઝ, અલી ર. અને બીજા કેટલાક શૂરા નવજુવાનો સામે થવા બહાર પડયા. હજરત અલી ર. અને અબ્દુદનો ભેટો થયો. ટૂંકમાં અનેક દાવપેચ રમાવા લાગ્યા. પરિણામે હજરત અલી ર. એ અબ્દુદને સ્વધામ પહોંચાડી દીધો. આ પછી સામાન્ય લડાઈ શરૂ થઈ. બન્ને બાજુએ મોટું નુકસાન થયું. કેટલાયે સૈનિકો માર્યા ગયા. સાદ ઇબ્ન માઝ પણ ઘવાયા, કુરેશીઓના નવજવાનો આ મુકાબલા પછી પૂંઠ બતાવી ભાગવા લાગ્યા. નાસભાગમાં એક નવફીલ ઈબ્ન અબદુલ્લાહ કરીને હતો. તે પોતાના ઘોડા સાથે ખાઇમાં પડી ગયો. એટલે તેની ઉપર પથ્થરનો મારો શરૂ થયો. તેણે કહ્યું કે મરેલાને મારવો તે બહાદૂરી નથી. જેનામાં શક્તિ હોય તે નીચે આવી મારી સાથે પોતાનું પાણી બતાવે. આટલું સાંભળતાંજ હજરત અલી ર. પયગમ્બર સાહેબની પરવાનગી લઈ ખાઈમાં કૂદી પડયા. નવફીલને પોતાનું પરાક્રમ બતાવવા પડકાર્યો અને હોશિયાર રહેવા

સૂચવ્યું. ત્યાં તો બન્ને સામસામા ઉતરી પડ્યા. બન્ને પોતાની ચાલાકી તથા પરાક્રમ બતાવવા લાગ્યા. જીવલેણ દ્વંદ્વયુદ્ધ મચી રહ્યું. અને અન્તે નવફીલ ઘવાયો–મર્યો. વિજયી હજરત અલી ર. પોતાના હરીફનું માથું હાથમાં લઈ ખાઈની ઉપર આવ્યા. અને કુરેશીઓના નામચીન સરદાર અકરમા ઇબ્ન અબુજહલને પણ જખમી કર્યો. પણ આખરે તે યુક્તિ લગાડી ભાગી નીકળ્યો. આ લડાઈ 'જંગે ખંદક' (ખાઈનાં યુદ્ધ) તરીકે પ્રસિદ્ધ થઈ છે. આ નાના પ્રકારની જીત મેળવ્યા છતાં મુસલમાનોની એવી સ્થિતિ તો ન હતી કે તેઓ ખાઈના પેલે પાર જઈ કુરેશીઓના સૈન્ય ઉપર તૂટી પડે. તેમ કુરેશીઓ લાંબા પહોળા વિસ્તારમાં છાવણી નાખી આખો પ્રદેશ ઘેરી વળેલા હોવા છતાં તેમની એટલી તાકાત ન હતી કે રણે ચઢેલા આ ધર્મઘેલા મરણીઆઓ ઉપર તેઓ કાંઈ વિશેષ આક્રમણ કરે. મુસલમાનોની ધર્મના નામે પ્રાણ અર્પવાની શક્તિથી તેઓ પૂરા જાણકાર હતા. તેથી પોતે બહોળી સામગ્રી ધરાવતા હોવા છતાં કુરેશીઓ આગળ વધતા અટકતા હતા.

દુશ્મનોમાં ભંગાણ પાડવાના પ્રયત્ન મુસલમાનો કરી રહ્યા હતા. આ વખતે તેમણે એક યુક્તિ કરી. એક માણસને દુશ્મનોના લશ્કરમાં મોકલ્યો. સૌથી પહેલાં તે બનુ કુરૈઝા પાસે ગયો. અને આમ તેમની વાતો ઘડીકાઢી તે કહેવા લાગ્યો કે તમારી અક્કલ કેમ બહેર મારી ગઈ છે કે તમે મક્કાવાળાઓના સોબતી બન્યા છો. તેઓ હાર્યા તો તેઓ સૌ પોતપોતાના ઘર ભેગા થઈ જશે, પણ તમે તો અહીંના રહેનાર છો. ઘરબાર ત્યજી તમારાથી કાંઈ બહાર જવાશે નહિ. અને તે વખતે મુસલમાનો પણ તમારી સાથે કાંઈ સારી વર્તણૂક ચલાવશે નહિ, છતાં તમે કુરેશીઓનો જ સાથ આપવા ઇચ્છતા હોવ તો તેમની પાસે એટલી શરત કાં ન મૂકો કે તેઓ મુસલમાનોને અહીંથી નાબૂદ કર્યા પહેલાં એક ડગલું પણ પાછા હટે નહિ. અને તે શરતના

પાલન માટે બાંહિધરીમાં તેમના કેટલાક સરદારો તમને સોંપે તેથી તેમની તરફથી વિશ્વાસ ભંગ નીવડવાનો કડવો અનુભવ તમારે ભોગવવો પડે નહિ. આટલું ભણાવી ત્યાંથી તે કુરેશીઓ પાસે ગયો. ત્યાં ઘણી ખુશામત પડતી વાતો કરી કહેવા લાગ્યો કે મને ઘણો અફસોસ થાય છે કે જે બનુ કુરૈઝા ખુલ્લી રીતે તમારા મિત્ર જણાય છે તે ખાનગીમાં મુસલમાનોના મળતિયા છે. એટલું જ નહિ પણ તેઓ એ તો તમારામાંના કેટલાક સરદારોને પોતાની પાસે બાંહેધરી રૂપ લઈ મુસલમાનોને સોંપી દેવાનો ઈરાદો કર્યો હોય તેમ લાગે છે. આ બધું તમને હું મિત્ર ભાવે જણાવું છું. તે માનો અથવા નમાનો એ તમારી મુનસફીની વાત છે. બન્ને બાજુ આવી પટ્ટી ભરાવી તેણે પોબારા ગણ્યા. એક શુક્રવારની સાંજે અબુ સુફિયાને બીજા દિવસે સવારે મુસલમાનો ઉપર હુમલો કરવાનો છે તે માટે તૈયાર રહેવા બનુ કુરૈઝાને કહેવડાવ્યું. બનુ કુરૈઝાએ ઉત્તરમાં જણાવ્યું કે શનિવાર અમારો પવિત્ર દિવસ છે તે દિવસ અમે આરામ અને ખુદામાં ગાળીએ છીએ, એટલે યુદ્ધની બાબતમાં અમારાથી કાંઈ બની શકશે નહિ. છતાં જો અમારી મદદની તમને જરૂર છે તો હમેશને માટે તમે અમારો સાથ આપશો એવો નિશ્ચય કરો. અને તેના પાલન માટે તમારા કેટલાક સરદારોને બાંહેધરી રૂપ અમારી પાસે મોકલી આપો. બસ. બનુ કુરૈઝાની અપ્રમાણિકતા સિદ્ધ કરવા કુરેશીઓ માટે આ પૂરતું કારણ હતું. તેમણે હુમલો કરવાનો ઈરાદો માંડી વાળ્યો. તેઓ આ વિચારની ઉથલપાથલમાં જ હતા, એવામાં એક ભારે આંધી આવી અને મોટું વાવાઝોડું થયું. પરિણામે એટલો બધો વરસાદ પડ્યો કે કુરેશીઓના તંબુ ઉખડી એક બાજુ પડી ગયા અને સરસામાન પાણી સાથે તણાઈ જવા લાગ્યો. અજ્ઞાન તો હતું જ તેમાં ખોટા વહેમ પણ ખરા. કોઈએ ગપ ઉડાવી કે મુહમ્મદ સાહેબે સ. અ. જાદુ કર્યું અને તેથી આફત આવી. તેમ જ તેઓ પોતાનું લશ્કર લઈ હુમલો કરવા આવી રહ્યા છે,

આટલું સાંભળતાં જ અબુ સુફિયાનના ગાત્ર ગળી ગયાં. તરત જ ભાગી નીકળવાના હુકમો છોડી દીધા. સૌથી પહેલાં તે પોતે જ એક સાંઢણી ઉપર સવાર થઈ નાસી છૂટયો. આમ આસમાની સુલતાની એક પક્ષ માટે સર્વ વિનાશનું કારણ બની ત્યારે પેલા બીચારા ખુદાના ભોળા મુસલમાનો માટે દયાળુ જગતના કર્તા તરફના અંતિમ આશિર્વાદ રૂપ થઈ પડી. અલ્લાહ રાખે તેને કોણ ચાખે.

મુસલમાનો કુરેશીઓથી ભયમુક્ત બન્યા. તેમણે બનુ કુરૈઝા પાસે વચન ભંગ થવાનો હવે ખુલાસો માગ્યો. તેણે દગલબાજી કરવા બદલ એના કિલ્લાને ઘેરો ઘાલવામાં આવ્યો. કિલ્લો કેટલાક દિવસ સુધી તેણે ટકાવી રાખ્યો પણ તે અંતે ફાવ્યો નહિ. ઓસના કબીલા સાથે તેને મિત્રાચારી હતી. મુસલમાનો આ મામલામાં પોતાની સાથે સખતાઈના કરે તથા પોતાનો ફેંસલો કરવાનું કામ ઓસ કબીલાના સરદાર સાદ ઇબ્ન માઝને સોંપે તેવી તેણે સીફારશ પહોંચાડી. મુસલમાનો આ વાતને એકા એક પસંદ કરે તેમ ન હતું. સાદ ઇબ્ન માઝ બની કુરૈઝાના મિત્ર અને મદદગાર થતા હતા, તે મુસલમાનો જાણતા હતા. આ મામલાને એક સારી તક સમજી તેઓ તેને ગુમાવવા માગતા ન હતા. તેમાં જરા પણ છૂટછાટ મૂકવાની તેમની ઇચ્છા ન હતી. તેઓને પૂરેપુરૂં ભાન હતું કે એતો સારાં નસીબ કે વરસાદનું તોફાન થયું અને તેઓ બચ્યા; નહિતર અરબસ્તાનની વિવિધ કોમો જ્યાં પોતાના અસંખ્ય લડવૈયાઓ સાથે એક સેનામાં જોડાઈ જઈ મુસલમાનોનો સત્યાનાશ વાળવા મદીના ઉપર આક્રમણ લઈ આવ્યા હતા, ત્યારે તો તેઓ ત્યાં મુસલમાનોને નિર્મૂળ કરીને જ શાંત થાત.

બની કુરૈઝા મુસલમાનો સાથે મિત્રતા અને મદદ કરવાના કોલકરારથી બંધાયા હતા. આ બધું વિસારે મૂકી તે કેવળ વચન ભંગ થયા હતા, એટલું જ નહિ પણ તેમણે તો મુસલમાનોની

અત્યંત કફોડી અને દયાજનક સ્થિતિ કરી મૂકી હતી. દગો રમી દુશ્મનો સાથે તે ભળ્યા તેમાંજ તે વખતના ઉગતા ઇસ્લામના સૂર્યને અસ્ત કરવાના પ્રયત્ન રચાયા હતા. આ બધું મુસલમાનોથી ભૂલાય તેમ ન હતું. તેઓ પણ બની કુરૈઝાને પૂરતી શિક્ષા આપવા તત્પર હતા. આ વખતે ઇસ્લામનો સ્વીકાર કરે તો બની કુરૈઝાને છુટકારો મળે એમ હતું; પણ તેમ કરવા તે તૈયાર ન હતો. અને સંધી કરવાના ફાંફાં મારતો હતો. પણ પોતાના વચનની કિંમત તે ખોઈ બેઠો હોવાથી તેના શબ્દો ઉપર ભવિષ્ય માટે ભરોસો રાખી શકાય એમ ન હતું.

અંતે સાદ બન્ને પક્ષના ન્યાયાધિશ બન્યા. બેઉ પક્ષના લોકોની ઉલટ પાલટ તપાસ કરી તેમણે કહ્યું કે તમારા બેઉ તરફના લોકોની જે તપાસ મારે કરવાની હતી તે મેં પૂરી કરી છે, તમને બન્નેને જો તે માન્ય હોય અને મારો ફેંસલો સાંભળવા ઇચ્છતા હોય તો હું તમને તે જણાવું. આ શરત બન્ને તરફદારોએ કબુલ રાખી અને સાદ શું ફરમાન બહાર પાડે છે તે સાંભળવા આતુરતાથી જોઈ રહ્યા. સાદે ફરમાવ્યું કે બની કુરૈઝાએ મિત્રાચારીના શપથ લઈ હડહડતો દગો કર્યો છે તે માટે યહુદીઓના કાયદા પ્રમાણે તેને દેહાંત દંડની જ શિક્ષા હોઈ શકે. મારી આજ્ઞા છે કે કિલ્લાવાસીઓ પૈકીના જે કોઈ લડી શકે તેટલી વયના હોય તેમને કતલ કરવામાં આવે.

સંભવીત છે કે પયગમ્બર સાહેબ તરફથી આટલી કડક શિક્ષા તો ન જ થાત, પરંતુ ઇસ્લામી સેના બનુ કુરૈઝા પ્રત્યે એટલી બધી રોષે ભરાઇ હતી, તેમ સાદનો નિર્ણય એટલો સ્પષ્ટ હતો કે તેમાં કાંઈ ફેરફારને હવે અવકાશ જ રહ્યો ન હતો. તેમાં જે જે આરોપી હતા તે શિક્ષાને વશ થયા.

આ શિક્ષા જાહેરમાં ન્યાયરહિત લાગે છે; પરંતુ જે સંજોગોમાં તેનો અમલ કરવામાં આવ્યો અને જે કાયદાના આધારે તે ફરમાવ–

વામાં આવી તે જોતાં તે અન્યાયી ન હતી એ સિદ્ધ થાય છે. ચાલુ જમાનાની સુધરેલી સરકારો પણ એજ પ્રકારના ઇનસાફ સંભળાવતી જણાયેલ છે. રાષ્ટ્રના સુલેહ સંપ જાળવવા ક્યારેક દેહાંત દંડની શિક્ષા આવશ્યક થઈ પડે છે.

કેટલાક લોકો આવા દૃષ્ટાંતો લઈ પયગમ્બર સાહેબની તુલના ઈશુખ્રિસ્ત સાથે કરવા લાગી જાય છે, તેમાં ભૂલ છે. પયગમ્બર સાહેબના વખતમાં એવી પરિસ્થિતિ ઉભી થઈ કે તેમને પોતાના અનુયાયીઓના રક્ષણ માટે રાજ્યની લગામ હાથ ધરવી પડી. પ્રથમથી જ તેઓ કાબાના સંરક્ષક હોવાને લીધે અરબસ્તાનમાં બહોળી આબરૂ ધરાવતા હતા. મોટા મોટા કબીલાઓમાં તેમની ઘણી જ પ્રતિષ્ઠા હતી. અને ખુદાએ તેમને શાહી દરજ્જે પહોંચાડી દીધેલ હોવાથી તેમની તુલના તેમની પંક્તિના રાજ્યો અને તેમના ફરમાનોની સાથે જ થઈ શકે. શાહી અમલની તુલના ફકીર કે સન્યાસીના આચરણ સાથે કરવી એ ઉત્તર દક્ષિણનો ફેર છે.

## પ્રકરણ ૬ ઠું

આજકાલ કરતાં મુહમ્મદ સાહેબ સ. અ. તેમજ મહાજરીનોને પોતાના વહાલા વતન ત્યજ્યાને છ વર્ષ વીતી ગયા હતા. હવે તેઓ પરદેશમાં પડતા સંકટોથી ટેવાઈ ગયા હતા; છતાંએ અંતે તો માતૃભૂમિ પ્રત્યેના પ્રેમ અને લાગણીઓએ તેમના હૃદયમાં ઉછાળો માર્યો. પરદેશમાં મનુષ્ય ગમે તેટલું ઉંચુ સ્થાન ભોગવતો હોય, તેને સૌ ઇચ્છિત ભોગવિલાસાદિ પ્રાપ્ત થયાં હોય છતાં પોતાના જન્મસ્થળનું જૂનું ઝુંપડું તો તેને યાદ આવે છે. તે કેવળ સાંભરી આવે છે એટલું જ નહિ પણ તેને તે જોવાનું મન થઈ આવે છે અને ત્યાં જઈને રહેવાની લાલસા વધે છે. તે પ્રમાણે મહાજરીનોને માતૃભૂમિ તરફની પ્રેમભરી લાગણીઓ તથા બીજી બાજુએ આખા અરબસ્તાનમાં અનાદી કાળથી અતિ પવિત્ર ગણાતી જગ્યા (કાબા)ના દર્શનની મનોવાંચ્છના ઉત્પન્ન થઈ આવી. કાબાની યાત્રાનો દિવસ

નજીક આવતો જતો હતો. તે સમયે અરબસ્તાનના સઘળા ખાનદાનો ત્યાં પવિત્ર કાબાની પ્રદક્ષિણા કરવા તથા પોતાના વેપારમાં નફો કમાવવા એકત્ર થતા હતા. મુસલમાનોએ પણ તે પવિત્ર ધામના દર્શનનો વિચાર કર્યો, તેજ ક્ષણે મહાજરીનો અને અનસારીઓ મળીને લગભગ દોઢેક હજાર માણસ જાત્રાએ જવા જમા થઈ ગયા. મુસાફરી માટેની સઘળી તૈયારીઓ કરવામાં આવી, પણ કોઇએ પોતાની સાથે સલાહ પ્રમાણે એક પણ હથિયાર લીધું નહિ. હથિયાર ન લેવાનું મુખ્ય કારણ એ હતું કે યાત્રાએ જતાં યુધ્ધે નથી નીકળ્યા તે વિષેની બધાને ખાત્રી રહે. આ બધા લોકો હથિયાર રહિત હોવા છતાં કુરેશીઓ તેમના આગમનના સમાચાર સાંભળતા એક મોટું લશ્કર લઈ મક્કાનો રસ્તો રોકી વચમાં ઉભા. તેમનો ઉદ્દેશ કોઈ પણ મુસલમાનને મક્કામાં દાખલ થવા દેવા ન હતો. મુસલમાનોને આ સમાચાર પહોંચતાં તેને એક એલચીઓ પોતાના આગમનનો અર્થ સમજાવવા કુરેશીઓની પાસે મોકલ્યો. પણ તેમણે એલચીઆ સાથે ઘણી ગેરવર્તણૂક ચલાવી, અને જવાબમાં કહેવરાવ્યું કે અમે મુસલમાનોને મક્કામાં દાખલ નહિ થવા દઇએ. બલ્કે તેમણે પોતાના સિપાહીઓને જે મુસલમાન કાબા તરફ પ્રયાણ કરે તેનું માથું ધડથી જુદું કરી દેવાના હુકમ પણ આપી રાખ્યા હતા. કેટલાક નીચ જણે મુહમ્મદ સાહેબ સ. અ.ને પથ્થર માર્યા અને તેમની ઉપર તીર ફેંકવાનું પણ ચૂક્યા નહિ.

આ સ્થિતિ નિહાળી મુસલમાનો ઘણા રોષે ભરાયા. તેઓ કુરેશીઓના કેટલાક માણસોને પકડી મુહમ્મદ સાહેબ સ. અ. પાસે લઈ ગયા, પણ તેમણે તેમને છોડી દીધા. અને કુરેશીઓને કહેવરાવ્યું કે અમે લડવા નથી આવ્યા પણ મિત્રતાની વાટે આવ્યા છીએ. વળી તેઓની ખાત્રી માટે તેઓ જે શરતો મૂકે તેનો સ્વીકાર કરવા પોતાની તત્પરતા બતાવી. લાંબી વાટાઘાટના અંતે કુરેશીઓના સરદારો મુસલમાનોના

પડાવે આવ્યા. ત્યાં એક સુલેહનામું ઘડી કાઢવામાં આવ્યું અને બન્ને પક્ષકારોને માન્ય એવી શરતો તેમાં ટાંકવામાં આવી.

(૧) કોઈ પક્ષ દશ વર્ષ સુધી એક બીજા ઉપર હુમલો ન કરે.

(૨) કોઈ કુરેશી પોતાના વડીલ કે સરદારની પરવાનગી વિના મુહમ્મદ સાહેબ સ. અ. પાસે ચાલ્યો જાય તો તેને કુરેશીઓને હવાલે કરવામાં આવે.

(૩) મુસલમાનોમાંથી કોઈ શખ્સ કુરેશીઓ પાસે ચાલ્યો જાય તો તેને મુસલમાનોને સોંપવામાં નહિ આવે.

(૪) અરબસ્તાનના અન્ય કબીલાઓ રોકટોક વિના ઈચ્છશે તેની સાથે ભળી શકશે. તેમાં કોઈને વાંધો નહિ હોય.

(૫) હવે મુસલમાનો અહીંથી આગળ ન વધતાં પાછા ચાલ્યા જાય. આવતા વર્ષે તેમને ત્રણ દિવસ સુધી તે પવિત્ર ધામની પ્રદક્ષિણા કરવા અને ત્યાં થોભવાની છૂટ રહેશે; પણ ત્યારે તેમને મક્કામાં બિલકુલ હથિયાર વિના આવવું પડશે.

આ સુલેહના ખરડાના આધારે મુસલમાનો લાચાર થઈ ગયા અને આશાભંગ બની તેઓ મદીના પાછા ફર્યા.

મુહમ્મદ સાહેબ પહેલાં પણ દુનિયામાં ઘણા પયગમ્બરો થઈ ગયા છે. તે પૈકીના હઝરત મુસા અને હઝરત ઈસા ( ઈસુ ખ્રિસ્ત ) જેવાનો દરજ્જો બહુ ભારે છે. પરંતુ તેમની અને પયગમ્બર સાહેબની રીતિમાં ઘણો ફેર છે. પ્રથમના નબીઓ ફક્ત પોતાના ભાઈઓ એટલે ઈસરાઈલના વંશજોને હિદાયત કરવી તે પોતાની ફરજ સમજતા હતા. હઝરત મુસાની નબુવત અને તેમની આખી જિંદગી બની ઈસરાઈલ અને તેમના કારોબારમાં જ ખપી ગઈ. હઝરત ઈસા પણ નિત્ય એજ કહેતા રહ્યા કે હું તો બની ઈસરાઈલના ભૂલ્યા ભટક્યા ઘેટાંઓને સીધો માર્ગ બતાવવા આવ્યો છું. આથી હજરત ઈસાનો બોધ

એકમાર્ગી હતો અને તેઓ તેજ પ્રમાણેનો બોધ કરતા હતા. પરંતુ પયગમ્બર સાહેબે કેવળ બની ઇસમાઇલને હિદાયત કરવા આવ્યાનું કદી નથી કીધું. બની ઇસિમાઇલ અને બની ઇસિરાઇલ પ્રત્યે તેમની સમદૃષ્ટિ હતી. તેમણે આખી દુનિયાના લોકોને પોતાના ભાઈ સમજ્યા અને તેમને તેઓએ સંપૂર્ણ પ્રેમ અને તેટલી જ ધગશથી ઇશ્વરી સંદેશો પહોંચાડ્યો. રાજા બાદશાહોના ઠાઠમાઠ કે રોબદાબ તેમને ઇશ્વરી સંદેશો પહોંચાડવામાં બાધક ન હતા. તેઓ જેટલી સ્વતંત્રતાથી એક અદના ગરીબ માણસને સત્યને માર્ગે બોલાવતા, તેટલીજ સ્વતંત્રતાથી બેધડક રીતે મહાન બાદશાહો અને શહેનશાહોને પણ સત્યને માર્ગે વિચરવાના સંદેશા મોકલતા. તે પ્રમાણે આ વર્ષે તેમણે મોટામોટા બાદશાહો અને કેટલાક દેશના હાકેમોને પોતાની રિયાસતના સંદેશા મોકલ્યા અને ઇસિલામનો સ્વીકાર કરવા તેમને નોતર્યા. જે જે બાદશાહોને આ પ્રકારના સંદેશા મોકલવામાં આવ્યા હતા તેમાના ચારના નામ વીસરી શકાય એમ નથી.

૧ ઇરાનના પાદશાહ ખુસરો પરવીઝ (કૈસર).
૨ કોન્સટેન્ટીનોપલ એટલે ગ્રીસના બાદશાહ હિરકલ.
૩ એબીસિનીયાનો બાદશાહ.
૪ ગુસ્સાનનો બાદશાહ.

જે જે ફરમાનો તે વખતે બાદશાહોને મોકલવામાં આવ્યા તે ઘણા સાદા અને ટુંકા લખાણવાળા હતા. તેનું લખાણ આ પ્રમાણેનું હતું.

"આ પત્ર મુહમ્મદ સ. અ. વ.ની તરફથી જે અલ્લાહનો બંદો અને તેનો પયગમ્બર છે.... ... ...બાદશાહ જોગ—માલમ થાય કે જેણે એકેશ્વરવાદને પોતાનો ધંધો બનાવ્યો તે નિત્યની સલામતીમાં આવ્યો. હું તમને તે એકેશ્વરવાદ તરફ નિમંત્રણ કરૂં છું. જો તમે

તે ઉપર ઈમાન લાવશો તો દીન (ધર્મ) અને દુનિયામાં સલામતી મેળવશો."

ઈરાનના બાદશાહને જ્યારે આ પત્ર મળ્યો ત્યારે તેને ત્યાં એક ભારે ધામધૂમનો મેળાવડો રચાઈ રહ્યો હતો. તેણે તે સમયે ગ્રીકલોકો ઉપર ભારે જીત મેળવી હતી અને તેને અંગે આ મેળાવડો વિજયની ખુશાલી ઉજવવા ગોઠવવામાં આવ્યો હતો. ઈરાનના બાદશાહને આ પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો. બાદશાહે જ્યારે મુહમ્મદ સ. અ. વ. ના નામની પછી પોતાનું નામ સાંભળ્યું ત્યારે તેને ગુસ્સો કરી તે પત્રના કટકે કટકા કરી નાંખ્યા.

પયગમ્બર સાહેબને આ બનાવના ખબર પહોંચાડવામાં આવ્યા. તેમણે ફરમાવ્યું કે "જો તેઓ ધર્મનો સીધો માર્ગ અખતિયાર નહિ કરે, તો ખુદા પણ જેવી રીતે તેણે ઈશ્વરી સંદેશાના ટૂકડા કર્યા તેમ તેની સલતનતના ટૂકડે ટૂકડા કરી નાખશે." ટૂંકમાં થોડા વર્ષની અંદર એવું જ બન્યું કે ઈરાનની સલતનતના ભાંગી ભુકે ભુકા ઉડી ગયા.

કૉન્સ્ટંટીનોપલના બાદશાહને જ્યારે પયગમ્બર સાહેબનો રૂક્કો મળ્યો, ત્યારે તેને શહેનશાહે તેની સાથે મોટી મિત્રતા ભરેલી વર્તણુક ચલાવી. પૂરતા અદબ સાથે તે પેગામને દરબારેખાસમાં વાંચી સંભળાવવામાં આવ્યો. આખી પ્રજાનો વિચાર કરતાં શહેનશાહ એકાએક આમ ધર્મપલટો કરી શકતો ન હતો, પણ તેણે ઘણા માન અને ભારે કિંમતની ભેટ સોગાદો પયગમ્બર સાહેબની સેવામાં મોકલી. તે વકીલને પાછો વાળ્યો.

એબીસિનીયાના બાદશાહે પયગમ્બર સાહેબના દૂતના માનપાનમાં ઘણું કર્યું. પયગમ્બર સાહેબ સાચા નબી છે તેનો તેણે સ્વીકાર કર્યો. તે ઈસલામ ધર્મથી પાવન બન્યો. તેણે વાયુવેગે ઉડનાર એક મોટી કિંમતનો ઘોડો, ખાસ શાહી તબેલામાંથી દુલદુલ નામનો એક

અલેક ખચ્ચર, અને બરીરા નામની એક દાસી પયગમ્બર સાહેબની સેવા કરવા ભેટ તરીકે મોકલ્યા.

ગુસ્સાનનો બાદશાહ, સફીર સાથે ઘણા અવિવેકથી વર્ત્યો. તેણે સફીરને કતલ કરાવ્યો. આ ગેરવર્તણુકથી મુસલમાનોના હૃદય બહુ દુઃખાયા; પરંતુ આ કારણે જ ગ્રીસ અને સીરિયાની જીતના દ્વાર ઉઘડ્યાં, જેનું વર્ણન આગળ કરવામાં આવશે.

કાયમનો યહુદીઓને મુસલમાનો સાથે વિરોધ ચાલ્યો આવતો હતો. છેવટ જતાં તેમણે એટલા બધા કષ્ટ ઉઠાવવા પડ્યા કે તેઓ કતલ થયા, દેશનિકાલ કરવામાં આવ્યા, તેમના માલમિલકત જપ્ત કરવામાં આવ્યા, છતાંએ તેમણે પોતાના હૃદયમાંથી અદાવત તથા કીનાને જતા કર્યો નહિ. મદીનાથી ત્રણ ચાર મજલ દૂર ઈશાન ખૂણામાં ખૈબર કરીને એક પ્રદેશ હતો, ત્યાં તેમની વસ્તી સારા પ્રમાણમાં હતી. ખૈબરના પ્રદેશમાં કિલ્લાઓ પણ હતા, તેમાંનો અલકમુસનો કિલ્લો ઘણો મજબૂત અને દુશ્મનોની ટક્કર ઝીલે તેવો હતો. ત્યાંના યહુદીઓ મુસલમાનોના પ્રથમથી જ શત્રુ હતા, અને તેમના ધર્મભાઈઓ બની નઝીર અને બની કુરૈઝા જ્યારે દેશનિકાલ થઈ તેમની પાસે પહોંચ્યા ત્યારે તો તેમની શત્રુવટમાં વિશેષ વધારો થતો ગયો. તેમણે મુસલમાનોનો નાશ કરવા છેલ્લા પ્રયત્નો આદર્યા. આ કાવત્રામાં કેવળ યહુદીઓ જ હતા એમ ન હતું, પણ તેઓ એવી રીતે વર્ત્યા કે અરબસ્તાનના બીજા કેટલાક કબીલાઓએ પણ તેમને સાથ આપ્યો. બની ગતફાન નામનો કબીલો પોતાની મોટી સંખ્યા સાથે તેમની સાથે ભળ્યો. મુસલમાનો ઉપર ભિષણ આક્રમણ લઈ જવાની તૈયારીઓ થવા લાગી. મુસલમાનો આ સઘળી બીનાથી વાકેફ હતા. દુશ્મન પોતાની સઘળી તૈયારીઓ કરી લે તેટલો વિલંબ કરવાનું વ્યાજબી ન લેખતાં તેઓ મહોરમની શરૂઆતમાં (હી. સ. ૭) ૧૪૦૦ માણસો સાથે ખૈબર ઉપર ધસી ગયા. અત્યાર

સુધી યહુદીઓ બહારની મદદ મેળવી શકયા ન હતા, એટલે તેઓ પોતાનામાં સામે થવાની શક્તિ નહિ દેખતાં જ્યાં ત્યાં પોતાના કિલ્લાઓના દરવાજા બંધ કરી અંદર ભરાઈ બેઠા. મુસલમાનો અત્યારે પોતાના જીવ સાથે રમી રહ્યા હતા. તેમણે એક પછી એક કિલ્લા સર કરવા માંડયા. અંતે સૌથી મજબૂત અને ભારે ટક્કર ઝીલે તેવો અલકમુસ કિલ્લો પણ પાડયો. તેના સ્વામી મુસલમાનો ઠર્યા. અલકમુસ ઉપર મુસલમાનોનો વિજય થતાં આસપાસના તમામ યહુદીઓ હામ હારી ગયા. તેમણે મુસલમાનોની આણ કબૂલ કરી. હવે ખૈબરના સઘળા યહુદીઓએ એકત્ર થઈ મુહમ્મદ સાહેબ સ અ.પાસે પોતાના અપરાધની માફી માગી. અને આજીજી સાથે તેમની દયા ખાવા તેમને વિનવ્યા. ભવિષ્યમાં તેઓ કોઈ પણ વખત મુસલમાનોની સામે માથું ના ઉપાડે તે શરત ઉપર મુહમ્મદ સાહેબે સ. અ. તેમને તેમની સ્થાવર તેમ જ જંગમ મિલકત પાછી સોંપી દીધી; અને સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા સાથે તેમને પોતાના ધર્મ પ્રમાણે વર્તવાની છૂટ આપી.

વિજય પ્રાપ્ત કરી મુહમ્મદ સાહેબ સ. અ. જ્યારે ખૈબરમાં દાખલ થયા, ત્યારે એક યહુદી બાઇએ તેમની મેહમાની કરી. તેને ખુશ રાખવા પયગમ્બર સાહેબે આમંત્રણનો સ્વીકાર કર્યો. પણ આ યહુદીણીના હૃદયમાં ઈર્ષા હતી તેથી પાપીણીએ પીરસવાની સામગ્રીઓમાં વિષ ભેળવ્યું. પયગમ્બર સાહેબ પોતાના સાથીઓ સાથે જમવા બેઠા. તેમનો એક તો સહે જ ખાતાની સાથે જ મરી ગયો. પયગમ્બર સાહેબે કોળિયો ભર્યો, પણ તેમને ખાણું બેસ્વાદ લાગ્યું. તરત જ તેમણે ખાવાનું બંધ કર્યું. પરંતુ જે એક બે નવાલા લીધા હતા તેથી પણ મુહમ્મદ સાહેબ સ. અને ઘણી તકલીફ પહોંચી. સ્વાસ્થ્ય બગડયું અને તેની અસર તેમના દેહાંત સુધી ચાલુ રહી. આ દુનિયામાંની તેમની આખરની ઘડીએ પણ તે ઝેરની પીડા તેમને હતી. આટલું મોટું દુષ્કૃત્ય હોવા છતાં તે બાઇને તેમણે સ્ત્રી જાતી-અબળા-

સમજી કાંઈ પણ ન કહેતાં તેણીને પોતાના કબીલા સાથે નીરાંતે રહેવાની પરવાનગી આપી.

પયગમ્બર સાહેબ ખૈબરથી મદીના પહોંચ્યા ત્યારે ઉમ્મે હબીબિયાહ અબુસુફિયાનના પતિ એબીસિનીયામાં મરણ પામ્યાના અને તે વિધવા મદીનામાં આવ્યાના તેમને સમાચાર મળ્યા. ઉમ્મે હબીબિયાહ એક સાચા ઈમાનદાર બાઈ હતા. તેમના પિતા મુહમ્મદ સાહેબ સ. અ.ના કટ્ટર શત્રુ હોવાથી તેમને મક્કા જતાં બીક રહેતી હતી. તેમનું મન થઈ આવ્યું કે બીબી સવદાની પેઠે પયગમ્બર સાહેબ તેમને પોતાના ઝનાનામાં દાખલ કરી તે અપૂર્વ માન બક્ષે અને તેમનું રક્ષણ કરે. આ સંબંધ જોડવામાં પયગમ્બર સાહેબને એક મોટો, નફો જણાયો, તેમણે વિચાર્યું કે આ લગ્નગાંઠથી પોતાની અને અબુસુફિયાનની વચ્ચે એક અતિ નિકટનો સંબંધ થઈ પડશે. ભૂતકાળની શત્રુવટ ભૂલાઇ જશે. તે સમયે ઉમ્મે હબીબિયાહ આધેડ વયના હતા. તેમની સાથે તેમના પ્રથમના પતિથી થયેલ એક દીકરી હતી. તેનું નામ હબીબાહ હતું, તે ઉપરથી મા ઉમ્મે હબીબિયાહ તરીકે ઓળખાતા હતા. પયગમ્બર સાહેબે તેમની સાથે નીકાહ કરી લીધો.

સાતમા વર્ષની આખરમાં, કુરેશીઓ સાથે કરેલ પેલા સુલેહનામાની શરત પ્રમાણે મુસલમાનો મક્કા ગયા. જેમ દરેક મનુષ્યને પોતાની જન્મભૂમિમાં વિચરવાની અભિલાષા હોય છે, તે પ્રમાણે મુસલમાનોએ મક્કા જઈ પોતાની લાલસા પૂરી કરી. ત્રણ દિવસ સુધી તેઓ કાબામાં રહ્યા. હઝરત ઇબ્રાહીમ અ. સ.ના વખતથી ચાલી આવતા રૂઢી-રિવાજોની ક્રિયા તેમણે પણ કરી. ઈસ્લામી ઇતિહાસકારોએ આ સમયને અમ્રતુલ કઝાના નામથી વર્ણવ્યો છે. મુસલમાનોને પોતાના વતનમાં દાખલ થવાની અને કાબાના દર્શન કરવાની રજા આપવામાં આવી તેનો આભાર પ્રદર્શીત કરવા

તથા તેમણે કૉલકરાર પાળ્યા તેનો ઉપકાર માનવા, તેમણે મક્કા છોડી જતા પહેલાં મક્કાવાસીઓની દાવત કરવાનું વિચાર્યું; પરંતુ કુરેશીઓએ કહેવરાવ્યું કે મક્કામાં ત્રણ દિવસ થોભવાની શરત હતી તે પ્રમાણેના ત્રણ દિવસ પૂરા થાય છે એટલે હવે મુસલમાનોએ વિના વિલંબે શહેર છોડી દેવું. આ સંદેશો મળતાં જ પયગમ્બર સાહેબ તરત જ શહેરની બહાર નીકળી ગયા અને કેટલેક દૂર જંગલમાં જઈ પોતાનો પડાવ કર્યો. મક્કાના ટુંકા નિવાસ દરમિયાન પયગમ્બર સાહેબ તથા તેમના અનુયાઇઓએ એટલી સુંદર ભલમનસાઈ બતાવી કે કુરેશીઓના હૃદય ઉપર તેની ઉંડી છાપ પડી. પરિણામે તેમનામાંના ઘણા ખરા તો તેજ સમયે મુસલમાન થઈ ગયા.

ખાલીદ બિન વલીદ કરીને પયગમ્બર સાહેબના એક જીવલેણ શત્રુ હતા. તેમણે ઓહદના યુદ્ધમાં પયગમ્બર સાહેબનો ઘાત કરવા અનેક યુક્તિઓ રચી હતી, પણ મક્કામાં પયગમ્બર સાહેબે બતાવેલ પ્રચંડ હિમ્મત અને વિશાળ મન જોઈ તેમણે ઈસ્લામનો સ્વીકાર કર્યો. બીજા એક મશહૂર સરદાર ઉમર બિન આસ હતા. જો કે તેમણે પયગમ્બર સાહેબ વિષે અનેક ફટાણા જોડી કાઢયા હતા, છતાંએ હવે તેઓ મુસલમાનોની પંક્તિમાં આવી બેઠા.

આ સમયે મુહમ્મદ સાહેબે સ. અ. કુરેશીઓમાંની એક વૃદ્ધા કે જેણીનું નામ મેમુના હતું, તેણીની સાથે નિકાહ કર્યો. આ નિકાહ કરવાનું પ્રયોજન ખાલીદ બિન વલીદ સાથે ગાઢ સંબંધ બાંધવાનો હતો. મેમુના તે કાળે ૫૦ વર્ષ વિતાડી ચૂક્યા હતા. જે જે અભિલાષાઓને લીધે આ નિકાહ કરવામાં આવ્યો હતો તે સર્વેમાં પયગમ્બર સાહેબ સંપૂર્ણ રીતે સફળ થયા. ખાલીદ બિન વલીદ જેવા કટ્ટર દુશ્મન પોતાના પ્રાણ નિછાવર કરનાર મિત્ર બની બેઠા.

મુસલમાનોના એલચીને ગુસ્સાનના બાદશાહે કતલ કર્યો હતો,

તેના બદલામાં તેને શિક્ષા કરવા ત્રણ હજાર માણસોનું સૈન્ય રવાના કરવામાં આવ્યું. તે લોકો ધર્મે ખ્રિસ્તી હતા અને ઈરિતબોલના. શહેનશાહ હિરકલના ખંડીઆ હતા. તેથી તેણે તેમની કુમકે એક તાલીમબદ્ધ સેના રવાના કરી. સીરિયામાં બોલેક શહેર મોતા આગળ બન્ને સૈન્યોનો ભેટો થયો અને દારુણ યુદ્ધ જામ્યું. બન્ને બાજુએ ભારે સંહાર થયો. નુકસાનીનો પાર ના રહ્યો. અંતે વિજયમાળ મુસલમાનોને પ્રાપ્ત થઈ. છતાં તે જીત અતિ મોંઘા મુલની હતી. તેમાં તેમને કાંઈ ફાયદો રહ્યો નહિ, અને લાચાર બની તેઓ મદીના પાછા ફર્યા.

હદબિયાના કોલકરારમાં એક એવી શરત હતી કે મુસલમાનોના તરફદારો તથા સંધી વાળાઓની કુરેશીઓ પજવણી ના કરે અને ઈસ્લામીઓ કુરેશીઓના લાગતા વળગતા સાથે લડાઈ ના લડે. પણ થોડા દિવસમાં મક્કાના કુરેશીઓએ ઉપર્યુક્ત કોલકરારની પરવા ના કરતાં છેડછાડ શરૂ કરી દીધી. બની ખજાઆના કબીલાવાળા પયગમ્બર સાહેબના હિતેચ્છુ હતા અને બનીબકરના લોકો કુરેશીઓના મદદગાર હતા. એકાએક આ બન્ને કબીલામાં લડાઈ સળગી ઉઠી. મુસલમાનો સાથે મિત્રતા હોવાથી બનીખજાઆએ તેમની મદદ માગી. કુરેશીઓ સાથેના કોલકરારના આધારે મુસલમાનો તેમને મદદ કરવા અશક્ત હતા. પોતાના વચનની ખાતર તેઓ શાંત રહ્યા. પણ કુરેશીઓને બનીબકરને મદદ કરતાં જરાયે સંકોચ થયો નહિ. તેમણે લાગલી જ તૈયારીઓ કરવા માંડી. કુરેશીઓના કેટલાક સરદારો વેશ બદલી યુદ્ધમાં પણ ઉતર્યા. આ ઉપરથી કુરેશીઓની ઈસ્લામની શક્તિનું ખંડન કરવાની નીતિમાં જરા પણ ફેર પડયો નહતો એ સિદ્ધ થાય છે.

આ યુદ્ધમાં એક બીજું દુઃખપરિણામ નીપજ્યું. મક્કાના કુરેશીઓ ખજાઆની સાથે લડતાં અને તેમની ઉપર કેરતા વાપરતા ઠેઠ હરમના પવિત્ર સ્થળ ઉપર આવી પહોંચ્યા. રિવાજ પ્રમાણે

હમ તે દરેકને માટે અભયનું સ્થાન હતું. ત્યાં દોસ્ત અને દુશ્મનને પોતાના વેરભાવ ઓછામાં ઓછા તે સ્થળ ઉપર હોય ત્યાં સુધી ભૂલવા પડતા. એથી તેનું મહાત્મ્ય વધ્યું હતું અને તે પ્રણાલી અનાદિ કાળથી ચાલી આવતી હતી. તેનું પાલન આખું અરબસ્તાન કરતું આવ્યું હતું અને તે પાલનની ગંભીર ફરજ મક્કાના કુરેશીઓ માટે વિશેષે અવલંબેલી હતી, પણ અત્યારે રક્ષક તેજ ભક્ષક બન્યા હતા. બની ખજાઆએ પાક હરમનું માન સાચવવા ફરિયાદ કરી અને બહુ ધમપછાડા મારી કહ્યું કે જરા ખુદાથી ડરો. પવિત્ર હરમની ઈજ્જત સાચવો. પરંતુ કુરેશીઓએ એક વાત ન સાંભળી તેમણે કરપીણ રીતે વીસ મુસલમાનો તરફના ખૂન કર્યા.

ઉમ્મર બિન ખજાઆએ પયગમ્બર સાહેબની સેવામાં હાજર થઈ, મક્કાના કુરેશીઓના વચન ભંગ થવાના અને તેમણે ગુજારેલા ત્રાસની વાતો કરી. સ્પષ્ટ રીતે કુરેશીઓનું આ કૃત્ય સુલેહનામા અને કોલકરારની શરતોનું વિરોધી હતું. તે એટલેથી બસ ન હતું. તેમણે તો સદીઓથી ચાલ્યા આવતા પવિત્ર રિવાજ કે પવિત્ર હરમના ક્ષેત્ર ઉપર કોઈ શખ્સ હિંસા કરી શક્તો નથી, તેનો ભંગ કર્યો હતો. હજરત ઈબ્રાહીમ અ. સ.ના સમયથી હરમનું માન અખંડિત હતું. કોઈ ખૂની પણ તેનાં આશ્રયે આવતાં ગમે તેવો ધુરંધર તેની ગિરફતારી કરતાં અટકી પડતો; તો પછી તેજ સ્થળે ચોખ્ખો મનુષ્યવધ એ કેવું વિચિત્ર !

કુરેશીઓના વચનભંગ થતાં પયગમ્બર સાહેબને ઘણું દુઃખ થયું. બની ખજાઆ ઉપર તેમને દયા આવી. તેમણે બની ખજાઆનું આશ્વાસન કરતાં કહ્યું કે જો હવે હું તમારી મદદ ના કરું તો 'હે ઈશ્વર તું મને સહાય ન થજે' આટલું ફરમાન પયગમ્બર સાહેબ પાસેથી સાંભળતાં મુસલમાનોએ મક્કા ઉપર ચઢાઈ લઈ જવાની

સઘળી તૈયારીઓ શરૂ કરી દીધી. ૧૭ગી રમજાનને દિવસે તે વિષેનો ઢંઢેરો બહાર પાડવામા આવ્યો. અને થોડા જ વખતમાં દશ હજાર માણસોની સેના હજરતની સરદારી તળે ઉભી થઈ ગઈ. બધાએ મક્કા તરફ કૂચ કરી. રસ્તાની કાંઈ પણ હાડમારી વિના મજલ કાપતાં કાપતાં લશ્કર મક્કા જઈ પહોંચ્યું. મક્કાના કુરેશીઓને ભાળ તો લાગી ગઈ હતી. તેઓ પણ સામે થવાના મનસુબા ઘડી રહ્યા હતા. પરંતુ હવે ઈસ્લામી સૈન્યની અરબસ્તાનમાં સારી ધાક બેસી ગઈ હતી. મુસલમાનો આવ્યા એટલા સમાચાર મળતાં જ મક્કાના કુરેશીઓના હાંજા ગગડી ગયા, તેમના હાથ પગ થંભી ગયા. અબુસુફિયાન ઈસ્લામી સૈન્યની શોધમાં હતો. ખરો. એક સાંજરે તે પડાવ સામેના જંગલમાં આવી પહોંચ્યો. અહીં લશ્કરે પોતાનો મુકામ કર્યો હતો. જંગલમાં ગાઉના ગાઉ સુધી ચારે બાજુ આગ સળગતી જોઈ તેના વિસ્મયનો પાર ન રહ્યો. જે જે બાજુએ તેની નજર પડતી તે તે દિશામાં ઈસ્લામ શૂરાઓ તેની દૃષ્ટિ ગોચર થતાં.

પયગમ્બર સાહેબના કાકા અબ્બાસને મોટા સાદે બોલવાની ટેવ હતી. તેમની સાધારણ વાતચીત જાણે કોઈ મોટેથી બોલી રહ્યું છે કે વઢી રહ્યું છે એમ લાગતી. કોઈકની સાથે વાત કરતાં તેમણે કહ્યું કે જો આ વખતે કુરેશીઓ જરા પણ વાંધો કર્તા નિવડયા તો મક્કામાંથી તેમનાં નામનિશાન મટી જવાના, એ વાત ચોક્કસ સમજવી. આ વાત અબુસુફિયાને સાંભળી લીધી. તે બીતો બીતો આમ તેમ સંતાતો લપાતો હજરત અબ્બાસની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે તમે તો અમારા મુરબ્બી છો, અમારું શ્રેય શામાં છે તેનો રસ્તો બતાવો. હજરત અબ્બાસે કહ્યું કે તમારા માટે દીન અને દુનિયામાં જો કોઈ પણ શ્રેષ્ઠ ઉપાય હોય તો એ છે કે તમારે હમણાં જ પયગમ્બર સાહેબની સેવામાં હાજર થવું અને ઈશ્વર કે જે કેવળ એક જ છે તેનો સ્વીકાર કરવો. આ વાતચીત ચાલતી હતી તેવામાં દૂરથી

હજરત ઉમરે અબુસુફિયાનને જોઈ લીધા. તેઓએ લાગલી જ તલવાર ખેંચી તેની ઉપર ધસતાં પૂછ્યું કે આ નાસ્તિકને અહીં કોણ લાવ્યું છે. તેમને હજરત અબ્બાસે મહામહેનતે વાર્યા અને પયગમ્બર સાહેબની સેવામાં હાજર થઈ તરત જ અબુસુફિયાન માટે અભયવચન મેળવ્યું. થોડીવારમાં તે પણ પયગમ્બર સાહેબ પાસે આવી પહોંચ્યો. અત્યંત માયાથી પયગમ્બર સાહેબે તેની સાથે વાતચીત કરી. વ્હાલમાં પયગમ્બર સાહેબે તેનો હાથ પોતાના હાથમાં લઈ, તેની સાથે ઘણી હમદર્દી બતાવતાં સમજાવ્યો કે જુઓ; અબુસુફિયાન! જેની પૂજા થઈ શકે તેવા અલ્લાહના સિવાય એક પણ વસ્તુ નથી. એની પૂજા એ જ સાચી પૂજા છે. અને એ તે સાચો ધર્મ છે. જેની તમે આરાધના કરો છો તેમાં તમને કોઈ પણ પ્રકારનો નફો નુકશાન કરવાની શક્તિ જ નથી. અને હું જે કાંઈ કહું છું એ ફક્ત તમારા કલ્યાણ માટે છે.

અબુસુફિયાને કહ્યું કે ઓ ખુદાના પયગમ્બર! તમારી દયા અને સહિષ્ણુતાના વખાણ કરવાની શક્તિ અમારામાં નથી. જે દૂરવર્તન અમે તમારી સાથે ચલાવ્યું છે તે અમને બરાબર યાદ છે. તેના બદલામાં જે પ્રેમ તમે અમને દાખવી રહ્યા છો તે પણ જાહેર છે. સાચે જ જે જે વસ્તુઓ અમે ભજીએ છીએ તે ભજવા યોગ્ય નથી, તેની મારું મન સાક્ષી પૂરે છે જો તે અમારી સહાયે થાત તો પછી અમને નામોશી પર નામોશી અને પરાજય પર પરાજય કેમ મળત. આજે આ સઘળા લોકોની સમક્ષ સાચા હૃદયથી હું મૂર્તિપૂજાનો ત્યાગ કરું છું અને એકેશ્વરનો સાચો માર્ગ સ્વીકારું છું.

અલ્પ સમયમાં વાયુવેગે આ સમાચાર ઇસ્લામી છાવણીમાં પ્રસરી ગયા. મુસલમાનો આનંદની ઉજવણી કરવા લાગ્યા. ઘડી પહેલાં જે તિરસ્કાર અને ધિક્કાર સાથે અબુસુફિયાનનું નામ લેવામાં આવતું હતું, તેજ નામ હવે અદબ અને માન સાથે ઉચ્ચારાવા લાગ્યું.

સઘળી તૈયારીઓ શરૂ કરી દીધી. ૧૭મી રમજાનને દિવસે તે વિષેનો ઢંઢેરો બહાર પાડવામા આવ્યો. અને થોડા જ વખતમાં દશ હજાર માણસોની સેના હજરતની સરદારી તળે ઉભી થઈ ગઈ. બધાએ મક્કા તરફ કૂચ કરી. રસ્તાની કાંઈ પણ હાડમારી વિના મજલ કાપતાં કાપતાં લશ્કર મક્કા જઈ પહોંચ્યું. મક્કાના કુરેશીઓને ભાળ તો લાગી ગઈ હતી. તેઓ પણ સામે થવાના મનસુબા ઘડી રહ્યા હતા. પરંતુ હવે ઈસ્લામી સૈન્યની અરબસ્તાનમાં સારી ધાક બેસી ગઈ હતી. મુસલમાનો આવ્યા એટલા સમાચાર મળતાં જ મક્કાના કુરેશીઓના હાંજા ગગડી ગયા, તેમના હાથ પગ થંભી ગયા. અબુસુફિયાન ઈસ્લામી સૈન્યની શોધમાં હતો. ખરો. એક સાંજરે તે પડાવ પાસેના જંગલમાં આવી પહોંચ્યો. અહીં લશ્કરે પોતાનો મુકામ કર્યો હતો. જંગલમાં ગાઉના ગાઉ સુધી ચારે બાજુ આગ સળગતી જોઈ તેના વિસ્મયનો પાર ન રહ્યો. જે જે બાજુએ તેની નજર પડતી તે તે દિશામાં ઇસ્લામ શરાઓ તેની દૃષ્ટિ ગોચર થતાં.

પયગમ્બર સાહેબના કાકા અબ્બાસને મોટા સાદે બોલવાની ટેવ હતી. તેમની સાધારણ વાતચીત જાણે કોઈ મોટેથી બોલી રહ્યું છે કે વઢી રહ્યું છે એમ લાગતી. કોઈકની સાથે વાત કરતાં તેમણે કહ્યું કે જો આ વખતે કુરેશીઓ જરા પણ વાંધો કર્તા નિવડયા તો મક્કામાંથી તેમનાં નામનિશાન મટી જવાના, એ વાત ચોક્કસ સમજવી. આ વાત અબુસુફિયાને સાંભળી લીધી. તે બીતો બીતો આમ તેમ ગંતાતો લપાતો હજરત અબ્બાસની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે તમે તો અમારા મુરબ્બી છો, અમારૂં શ્રેય શામાં છે તેનો રસ્તો બતાવો. હજરત અબ્બાસે કહ્યું કે તમારા માટે દીન અને દુનિયામાં જો કોઈ પણ શ્રેષ્ઠ ઉપાય હોય તો એ છે કે તમારે હમણાં જ પયગમ્બર સાહેબની સેવામાં હાજર થવું અને ઈશ્વર કે જે કેવળ એક જ છે તેનો સ્વીકાર કરવો. આ વાતચીત ચાલતી હતી તેવામાં દૂરથી

હજરત ઉમરે અબુસુફિયાનને જોઈ લીધા. તેઓએ લાગલી જ તલવાર ખેંચી તેની ઉપર ધસતાં પૂછ્યું કે આ નાસ્તિકને અહીં કોણ લાવ્યું છે. તેમને હજરત અબ્બાસે મહામહેનતે વાર્યા અને પયગમ્બર સાહેબની સેવામાં હાજર થઈ તરત જ અબુસુફિયાન માટે અભયદાન મેળવ્યું. થોડીવારમાં તે પણ પયગમ્બર સાહેબ પાસે આવી પહોંચ્યો. અત્યંત માયાથી પયગમ્બર સાહેબે તેની સાથે વાતચીત કરી. વ્હાલમાં પયગમ્બર સાહેબે તેનો હાથ પોતાના હાથમાં લઈ, તેની સાથે ઘણી હમદર્દી બતાવતાં સમજાવ્યો કે જુઓ; અબુસુફિયાન! જેની પૂજા થઈ શકે તેવા અલ્લાહના સિવાય એક પણ વસ્તુ નથી. એની પૂજા એ જ સાચી પૂજા છે. અને એ તે સાચો ધર્મ છે. જેની તમે આરાધના કરો છો તેમાં તમને કોઈ પણ પ્રકારનો નફો નુકશાન કરવાની શક્તિ જ નથી. અને હું જે કાંઈ કહું છું એ ફક્ત તમારા કલ્યાણ માટે છે.

અબુસુફિયાને કહ્યું કે ઓ ખુદાના પયગમ્બર! તમારી દયા અને સહિષ્ણુતાના વખાણ કરવાની શક્તિ અમારામાં નથી. જે દૂરવર્તન અમે તમારી સાથે ચલાવ્યું છે તે અમને બરાબર યાદ છે. તેના બદલામાં જે પ્રેમ તમે અમને દાખવી રહ્યા છો તે પણ જાહેર છે. સાચે જ જે જે વસ્તુઓ અમે ભજીએ છીએ તે ભજવા યોગ્ય નથી, તેની મારું મન સાક્ષી પૂરે છે જો તે અમારી સહાયે થાત તો પછી અમને નામોશી પર નામોશી અને પરાજય પર પરાજય કેમ મળત. આજે આ સઘળા લોકોની સમક્ષ સાચા હૃદયથી હું મૂર્તિપૂજાનો ત્યાગ કરું છું અને એકેશ્વરનો સાચો માર્ગ સ્વીકારું છું.

અલ્પ સમયમાં વાયુવેગે આ સમાચાર ઇસ્લામી છાવણીમાં પ્રસરી ગયા. મુસલમાનો આનંદની ઉજવણી કરવા લાગ્યા. ઘડી પહેલાં જે તિરસ્કાર અને ધિક્કાર સાથે અબુસુફિયાનનું નામ લેવામાં આવતું હતું, તેજ નામ હવે અદબ અને માન સાથે ઉચ્ચારાવા લાગ્યું.

બીજે દિવસે સવારે બરાબર ગોઠવાઈ, સજ્જ થઈ, ઈસ્લામી લશ્કર મક્કા તરફ આગળ વધવા લાગ્યું. કૂચ કરતાં લશ્કરને કેટલાક જણ પહાડ ઉપર ચડી નીહાળી રહ્યા હતા. કદાચ મક્કાવાસીઓની ભલામણથી આ લોકો નિરીક્ષણ કરવા આવ્યા હોય. મોખરે બનુ સલીમના કબીલાની ટુકડી હતી. પોતાની બહાદુરી માટે તેઓ પંકાયેલા હતા. હાથમાં ઉઘાડી તલવારો લઈ પોતાના નેજા-નિશાન ફડફડાવતું મોટા અવાજે અલ્લા...હો અકબરની જયઘોષણા કરતું આખું લશ્કર પ્રયાણ કર્યે જતું હતું. તેનો સેનાધિપતિ ઈસ્લામનો નરકેસરી ખાલીદ બિન વલીદ હતા. યુદ્ધ-પતાકા પણ તેમણે જ ધારણ કરી હતી. તેમની પાછળ ઝુબેર બિન અવામના સૈનિકો હતા, જે પોતાના કાળા વાવટા સાથે ચાલી રહ્યા હતા. સવારના તડકામાં તેમનાં હથિયાર સુંદર રીતે ચમકી રહ્યા હતા અને તેનું પ્રતિબિંબ ઉડીને આંખોમાં પડતું હતું. તે પછી બનુ કઆબ અને મઝનિયાના કબીલાની ફોજ અનુક્રમે પસાર થઈ, તેઓ પણ હાથમાં લડાઇના વાવટા ફફડાવતા હારબંધ ચાલ્યા જતા હતા. તેમના પછી પયગમ્બર સાહેબની સવારી આવી. તેઓ નામદાર ઊંટડી ઉપર બિરાજમાન થયા છે. માથા ઉપર કાળો અમામો (એક જાતની આરબ્બી ઢંગની પાઘડી) બાંધ્યો છે; મોઢેથી મોટા અવાજે દરદભરી રીતે "સૂરે ઈન્ના ફતહના" (કુરાન શરીફના શ્લોકો) ભણ્યે જતા હતા. પયગમ્બર સાહેબની ડાબાજમણી અનસારી અને મહાજરીનોનું દળ પાંચ પાંચ હજારની સંખ્યામાં ગોઠવાયેલું હતું. આ લોકો ઈશ્વરના પ્રેમમાં ઘેલા બનેલા પયગમ્બર સાહેબ ઉપરથી પોતાના જાન કુરબાન કરવાને એક પગે તૈયાર હતા. આ ભવ્યતા અને ઠાઠ જોઈ લોકોના હૃદય કંપી ઊઠતા.

ઈસ્લામી સૈન્ય મક્કાની ભાગોળમાં આવી લાગ્યું, ત્યારે અબુસુફિયાને પયગમ્બર સાહેબની સેવામાં હાજર થઈ વિનંતિ કરી કે જો મને આજ્ઞા હોય તો હું મક્કામાં પહેલા જઈ કુરેશીઓને સમજાવું,

કે તેઓ પોતાની મૂર્ખતા અને હઠના માર્યા કાંઈ મુકાબલો ના કરી બેસે. પયગમ્બર સાહેબે તેમ કરવા તેમને પરવાનગી આપી. તેઓ મક્કાવાળાઓ પાસે જઈ કહેવા લાગ્યા, ઓ મારા મિત્રો અને ભાઈબંધો ! હું મુસલમાન થઈ ગયો છું. આપણા ખોટા ધર્મ અને તે પ્રત્યેના મમત્વથી આપણને જે પારાવાર નુકશાન પહોંચ્યું છે તે તમે સારી પેઠે જાણો છો. આ સમયે મૂર્તિપૂજાનો ત્યાગ કરવો તેમાં જ જીવનું રક્ષણ અને મૂક્તિનો માર્ગ સમાયેલા છે. ઈશ્વર કેવળ એક જ છે અને તેની જ આરાધના કરો. જે રંગઢંગથી ઇસલામી દળ આવી રહ્યું છે તેને રોકવાની તમારામાં શક્તિ નથી. તેને રોકવાનો પ્રયાસ કરવો એ જ જાનને જોખમમાં નાખવા સમાન છે. પરિણામે મક્કામાં લોહીની નદીઓ ચાલશે અને છતાં તે સઘળું નિરર્થક.મારી શક્તિ અને બહાદૂરીની તમને સઘળાને પીછાણ છે. તો પણ અંતે તેમાં કોઈ એવી વસ્તુ છે કે જેણે મને આકર્ષ્યો છે. મેં તમને તેના વખતસર ખબર આપ્યા છે. તે તમારે માનવું યા ના માનવું એ હવે તમારા અધિકારની વાત છે.

આ વાતચીત ચાલુ હતી તેટલામાં, પોતાનો પતિ મુસલમાન થઈ ગયો છે તે સમાચાર સાંભળતાં અગ્નિરૂપ ધારણ કરી અબુ-સુફિયાનની પત્ની દોડતી આવી. તેણે અબુસુફિયાનની દાઢી પકડી એટલા જોરથી મારવા લાગી કે તેની દુર્ગત કરી દીધી. અને મોટા અવાજે લોકોને ઉશ્કેરવા લાગી કે ઓ ગાલીબના વંશજો ! આ અક્કલ-હીન ડોસાને મારી હાંકી કાઢો; આપણી વચ્ચે કેવું બેહુદું બકી રહ્યો છે. તમને લગીરે શરમનો પાસ છે કે નહિ ? એટલામાં તો લશ્કરનાં ટોળાં શહેરમાં આવી પહોંચ્યા. તેનો શોરબકોર પણ સંભળાવા લાગ્યો. એક પછી બીજી એમ અનુક્રમે લશ્કરી ટુકડીઓ પોતાના રોબદાબથી ચાલી આવતી હતી. કુરેશીઓને સામા થવાના કે બોલવા-ચાલવાના હોશ પણ ના રહ્યા. અલબત્ત અકરમા ઈબ્ન અબુજહલ

બીજે દિવસે સવારે બરાબર ગોઠવાઈ, સજ્જ થઈ, ઇસ્લામી લશ્કર મક્કા તરફ આગળ વધવા લાગ્યું. કૂચ કરતાં લશ્કરને કેટલાક જણ પહાડ ઉપર ચડી નીહાળી રહ્યા હતા. કદાચ મક્કાવાસીઓની ભલામણથી આ લોકો નિરીક્ષણ કરવા આવ્યા હોય. મોખરે બનુ સલીમના કબીલાની ટુકડી હતી. પોતાની બહાદૂરી માટે તેઓ પંકાયેલા હતા. હાથમાં ઉઘાડી તલવારો લઈ પોતાના નેજા-નિશાન ફરફરાવતું મોટા અવાજે અલ્લા...હો અકબરની જયઘોષણા કરતું આખું લશ્કર પ્રયાણ કર્યે જતું હતું. તેનો સેનાધિપતિ ઇસ્લામનો નરકેસરી ખાલીદ બિન વલીદ હતા. યુદ્ધ-પતાકા પણ તેમણે જ ધારણ કરી હતી. તેમની પાછળ ઝુબેર બિન અવામના સૈનિકો હતા, જે પોતાના કાળા વાવટા સાથે ચાલી રહ્યા હતા. સવારના તડકામાં તેમનાં હથિયાર સુંદર રીતે ચમકી રહ્યા હતા અને તેનું પ્રતિબિંબ ઉડીને આંખોમાં પડતું હતું. તે પછી બનુ કઆબ અને મઝનિયાના કબીલાની ફોજ અનુક્રમે પસાર થઈ, તેઓ પણ હાથમાં લડાઇના વાવટા ફરફરાવતા ઠાઠબંધ ચાલ્યા જતા હતા. તેમના પછી પયગમ્બર સાહેબની સવારી આવી. તેઓ નામદાર ઊંટડી ઉપર બિરાજમાન થયા છે. માથા ઉપર કાળો અમામો (એક જાતની આરબ્બી ઢંગની પાઘડી) બાંધ્યો છે; મોઢેથી મોટા અવાજે દર્દભરી રીતે "સૂરે ઇન્ના ફતહના" (કુરાન શરીફના શ્લોકો) ભણ્યે જતા હતા. પયગમ્બર સાહેબની ડાબાજમણી અનસારી અને મહાજરીનોનું દળ પાંચ પાંચ હજારની સંખ્યામાં ગોઠવાયેલું હતું. આ લોકો ઈશ્વરના પ્રેમમાં ઘેલા બનેલા પયગમ્બર સાહેબ ઉપરથી પોતાના જાન કુરબાન કરવાને એક પગે તૈયાર હતા. આ ભવ્યતા અને ઠાઠ જોઈ લોકોના હૃદય કંપી ઊઠતા.

ઇસ્લામી સૈન્ય મક્કાની ભાગોળમાં આવી લાગ્યું, ત્યારે અબુસુફિયાને પયગમ્બર સાહેબની સેવામાં હાજર થઈ વિનંતિ કરી કે જો મને આજ્ઞા હોય તો હું મક્કામાં પહેલા જઈ કુરેશીઓને સમજાવું,

કે તેઓ પોતાની મૂર્ખતા અને હઠના માર્યા કાંઈ મુકાબલો ના કરી બેસે. પયગમ્બર સાહેબે તેમ કરવા તેમને પરવાનગી આપી. તેઓ મક્કાવાળાઓ પાસે જઈ કહેવા લાગ્યા, ઓ મારા મિત્રો અને ભાઈબંધો! હું મુસલમાન થઈ ગયો છું. આપણા ખોટા ધર્મ અને તે પ્રત્યેના મમત્વથી આપણને જે પારાવાર નુકશાન પહોંચ્યું છે તે તમે સારી પેઠે જાણો છો. આ સમયે મૂર્તિપૂજાનો ત્યાગ કરવો તેમાં જ જીવનું રક્ષણ અને મૂક્તિનો માર્ગ સમાયેલો છે. ઈશ્વર કેવળ એક જ છે અને તેની જ આરાધના કરો. જે રંગઢંગથી ઈસલામી દળ આવી રહ્યું છે તેને રોકવાની તમારામાં શક્તિ નથી. તેને રોકવાનો પ્રયાસ કરવો એ જ જાનને જોખમમાં નાખવા સમાન છે. પરિણામે મક્કામાં લોહીની નદીઓ ચાલશે અને છતાં તે સઘળું નિરર્થક.મારી શક્તિ અને બહાદૂરીની તમને સઘળાને પીછાણ છે. તો પણ અંતે તેમાં કોઈ એવી વસ્તુ છે કે જેણે મને આકર્યો છે. મેં તમને તેના વખતસર ખબર આપ્યા છે. તે તમારે માનવું યા ના માનવું એ હવે તમારા અધિકારની વાત છે.

આ વાતચીત ચાલુ હતી તેટલામાં, પોતાનો પતિ મુસલમાન થઈ ગયો છે તે સમાચાર સાંભળતાં અગ્નિરૂપ ધારણ કરી અબુ-સુફિયાનની પત્ની દોડતી આવી. તેણે અબુસુફિયાનની દાઢી પકડી એટલા જોરથી મારવા લાગી કે તેની દુર્ગત કરી દીધી. અને મોટા અવાજે લોકોને ઉશ્કેરવા લાગી કે ઓ ગાલીબના વંશજો! આ અક્કલ-હીન ડોસાને મારી હાંકી કાઢો; આપણી વચ્ચે કેવું બેહુદું બકી રહ્યો છે. તમને લગીરે શરમનો પાસ છે કે નહિ? એટલામાં તો લશ્કરનાં ટોળાં શહેરમાં આવી પહોંચ્યા. તેનો શોરબકોર પણ સંભળાવા લાગ્યો. એક પછી બીજી એમ અનુક્રમે લશ્કરી ટુકડીઓ પોતાના રૈબદાબથી ચાલી આવતી હતી. કુરેશીઓને સામા થવાના કે બોલવા-ચાલવાના હોશ પણ ના રહ્યા. અલબત્ત અકરમા ઈબ્ન અબુજહલ

પોતાના પ્રપંચ અને દગાથી વંચિત ના થઈ શક્યો. તે પોતાના સાથીઓ સાથે કેટલાક કુરેશીઓને લઈ દાવમાં સંતાઈ બેઠો હતો. તેણે અચાનક ખાલીદ ર. અ. ઉપર હુમલો કર્યો. પરિણામે બે મુસલમાનો શહીદ થયા. ખાલીદ બિન વલીદે અતિ નમ્રતા દાખવી તેમને ઘણો સમજાવ્યો અને કહ્યું કે નાહક મૂર્ખતા કરી તમારા પ્રાણ શા માટે ખૂઓ છો. ફક્ત પયગમ્બર સાહેબની આજ્ઞા મળે એટલી જ વાર છે, કે જ્યારે તમને એકના બે કરી દગલાબંધ ગોઠવી દેવામાં આવશે. આ સહેજ નામની ઝપાઝપી હતી, પણ વીસ કુરેશીઓ તેના ભોગ બન્યા. તેમણે જોઈ લીધું કે ઈસ્લામી સૈન્ય સાથે બાથ ભીડવી એ તેમના ગજા બહારની વાત હતી.

પયગમ્બર સાહેબે સાંઢણી પર બેઠા બેઠા જ કાબાની પ્રદક્ષિણા કરી. અંદરની ત્રણસોસાઠ મૂર્તિઓ બાહાર કઢાવી, આખા કાબાના મકાનને સાફ કરવામાં આવ્યા. પયગમ્બર સાહેબના હાથમાં એક સોટી હતી તે લઈ તેઓ જે જે મૂર્તિ આગળ જતા ત્યાં સત્ય આવ્યું અસત્ય ગયું એવા અર્થની કુરાનની આયાતો ભણતા. તે પછી મૂર્તિના માથે સોટી મારતા કે તરત તે ઉંધી નીચે પડતી. સૌથી મોટી મૂર્તિ હુબલની હતી. તેની ઉપર મૂર્તિપૂજકોની ભારે આસ્થા હતી. લોકો પોતાના સંકટ અને આપત્તિ કાળે તેમને તેમાંથી ઉગારી લેવા તેઓ આ દેવતી ઉપાસના કરતા. તે ઘણા ઉંચા આસન ઉપર ગોઠવવામાં આવેલ હતી. તેથી ત્યાં પયગમ્બર સાહેબની સોટી ના પહોંચતાં હજરત અલીએ ઉપર ચડી તેને તોડી નાખી.

કાબાની દિવાલો ઉપરની દેવદેવીઓની છબીઓ અને ચિત્રો ભૂંસી નાખવામાં આવ્યા. તેને પાણીથી સારી પેઠે ધોવરાવી હજરત ઈબ્રાહીમ અ. સ.ની મસ્જીદની મૂર્તિરૂપ ગંદકી કાઢી પાક કરવામાં આવી. હવે તેઓ શહેર તરફ વળ્યા, સમય ઘણો નાજુક હતો. દરેક જણને

શહેરની સલામતીનો વિશ્વાસ ન હતો. તેઓ માનતા હતા કે પયગમ્બર સાહેબ કત્લેઆમનો હુકમ ફરમાવશે અને તેમને જે જે કષ્ટ આપવામાં આવ્યા હતા તેનો પૂરેપૂરો બદલો લેશે. આ વિચારોથી મક્કાવાસીઓ કંપી ઉઠ્યા હતા. મોત માથે આવી ઉભું છે એમ તેઓને લાગતું હતું. લોકો શહેર છોડી ભાગવા લાગ્યા. તેવામાં પયગમ્બર સાહેબે કોઈ પણ મુસલમાનને તલવાર નહિ ચલાવવા અને મક્કાવાસીએ શહેર છોડી નાસી નહિ જવાનો ઢંઢેરો બહાર પાડ્યો. આજે લડવાનો અને બદલો લેવાનો દિવસ નથી; પણ પ્રેમ અને માયાનો દિવસ છે. હું તમારો દુશ્મન બનીને નથી આવ્યો. મારે તમારી સાથે વેર વાળવાના ના હોય. મીસરમાં હઝરત યુસફે જે મીઠો વર્તાવ પોતાના ભાઈ પ્રત્યે દાખવ્યો હતો, તેજ વર્તણૂક મારી તમારી પ્રત્યે હશે. હું તમને મોટા સાદે પણ બોલવાનો નથી.

મક્કાવાસીઓને સર્વ રીતે અભયદાન મળવા છતાં, અકરમાએ કાંઈ કારણ સિવાય બે નિર્દોષ મુસલમાનોને કતલ કર્યા. આવા મંગલ પ્રસંગે આ બે જણને ત્યાં શોક છવાઈ ગયો. આનો ન્યાય તોળવાની કડવી ફરજ પયગમ્બર સાહેબને માથે આવી પડી. ગુન્હાની શિક્ષામાં અકરમાને દેશનિકાલની સજા ફરમાવવામાં આવી. આ ખબર મળતાં તે મક્કાથી ભાગી નીકળ્યો અને છુપા વેશે આમતેમ આથડતો રહ્યો. તેના બાલબચ્ચાં નિરાશ્રિત બની ગયાં. આ સ્થિતિમાં અકરમાની પત્ની પયગમ્બર સાહેબની સેવામાં હાજર થઈ પોતાના કષ્ટ અને સંતાપની કથની રડી રડી કહેવા લાગી. તથા અત્યંત નમ્રતા અને આજીજી સાથે પોતાના પતિને જીવતદાન આપવાની તેણે પ્રાર્થના કરી. પયગમ્બર સાહેબે કતલ થયેલા બે મુસલમાનોના વારસોને પોતાના પિતાના ખુનની માફી આપવા સમજાવ્યા. અને અકરમાની પત્નીને તેના પતિના ગુન્હાની શિક્ષા માફ કરવામાં આવે છે તેની જાણ કરી. ત્યારે તે પોતાના પતિની

શોધમાં બહાર નીકળી પડી. રાત દિવસના ઉજાગરા તથા ટાઢ તડકો વેઠી પોતાના પતિને શોધી કાઢી શહેરમાં પાછી ફરી. અકરમા પોતાની પત્નીને હજરત પયગમ્બર સાહેબની સેવામાં હાજર થવા દેવાની ભલામણ કરવા સાથે લાવ્યો. તે અબુજહલનો દીકરો થતો હતો. અબુજહલ પયગમ્બર સાહેબના કટ્ટર વૈરીમાંનો એક હતો, અને પયગમ્બર સાહેબને નેસ્ત નાબુદ કરવાના વિચારમાં જ પોતાનો પ્રાણ ખોઈ બેઠો હતો, એ આપણે આગળ વાંચી ગયા છીએ. તે જ ઝેરી લોહી અકરમાની નસોમાં ફરતું હતું. જ્યારે સઘળા કુરેશીઓ હામ હારી બેસી ગયા ત્યારે પણ તે મુસલમાનોને રંજાડવા અને તેમના પ્રાણ લેવા ચૂક્યો નહિ. આવા માણસનું સત્ય પંથે વળવું એ કેટલા બધા આનંદની વાત! અકરમા પોતાની પત્ની સાથે આવ્યો ત્યારે પયગમ્બર સાહેબનો મુકામ એક તંબુમાં હતો. તેણે અંદર દાખલ થવાની પરવાનગી માગી. તે સમયે પયગમ્બર સાહેબે શરીરે બરાબર લુગડાં પહેરેલાં ન હતાં. તેમણે શરીર ઉપર એકલી ચાદર ઓઢી, જલદીથી આનંદમાં અંદર તેડી લાવ્યા. અકરમાની પત્ની મોઢા ઉપર નિકાબ (ઘુંઘટ જેવું) નાખી સાથે આવી હતી, પછવાડે પછવાડે તે પોતે હતો. આનંદના માર્યા પયગમ્બર સાહેબ પોતાના સ્થાનેથી ઉઠી પડ્યા અને ખભા ઉપરની ચાદર ધીમેથી નીચે સરી પડી. પણ તેઓ તે તરફ જરાયે લક્ષ આપ્યા વિના જાણે અકરમાએ કોઈ દિવસ વિશેષ સરખોયે કર્યો ના હોય તેટલા બધા પ્રેમ અને આવેશથી તેની સાથે ભેટયા. તેણે અત્યંત નિખાલસ હૃદયે ઇસ્લામનો સ્વીકાર કર્યો. અને ત્યારથી પયગમ્બર સાહેબનો જાન-નિસાર સેવક થઇ રહ્યો.

હબ્બાર કરીને એક માણસને પયગમ્બર સાહેબની સેવામાં હાજર કરવામાં આવ્યો. પયગમ્બર સાહેબના દીકરી જેનબ મક્કાથી મદીના જતા હતા, ત્યારે આ માણસે તેમને પથ્થરોનો માર માર્યો હતો.

તે વખતે તેઓ ગર્ભવંતા હતાં. એથી એમને એટલી બધી ધ્રુજ પહોંચી કે તેજ દુઃખમાં તેઓ મદીના આવ્યા પછી મરણ પામ્યા. જેનબ ઉપર ગુજરેલા સિતમના બદલામાં તેને દેહાંત શિક્ષા ભોગવવી પડશે એમ લોકોની ધારણા હતી. પણ જેનું હૃદય સાગરસમ વિશાળ છે તેવા પયગમ્બર સાહેબે પોતાની પ્રિય પુત્રીના ખૂનનો ગુન્હો પણ માફ કર્યો.

હજરત હમઝાનું ગળું કાપનાર વહેશીને પણ પયગમ્બર સાહેબની રૂબરૂમાં લાવવામાં આવ્યો. પોતાના ભાઈ હમઝા કતલ થયાને લીધે પયગમ્બર સાહેબના ફઈ હજરત સફિયાને ઘણો જ ગમ હતો. તેમના સઘળા કબીલાવાળા હજરત હમઝાના મરણથી અતિશય દુઃખ પામ્યા હતા અને તેટલી તેમને અશાંતિ રહેતી. હમઝાના ખૂનના બદલે વહેશી કસાસને જરૂર કતલ કરવામાં આવશે તેની દરેક જણને ખાત્રી હતી. પયગમ્બર સાહેબ પણ તેની ઉપર રોષે હતા. તેણે આવતાંની સાથે પોતે મુસલમાન થયાનું જણાવ્યું અને પયગમ્બર સાહેબે એટલું સાંભળતાં તેને માફી આપી.

હવે તેમની સેવામાં હિન્દાને હાજર કરવામાં આવી. તે અબુ-સુફિયાનની પત્ની થતી હતી. તેણે પોતાનો પતિ મુસલમાન થઇ જતાં તેની દાઢી પકડી તેને જોડાનો માર માર્યો હતો. વહેશી હમઝાનું ગળું કાપનાર હતો, પણ તેથી ઘોર અને હિચકારું કૃત્ય કરનાર આ બાઈ હતી. તેણે હજરત હમઝાનું પેટ ચીરી તેમાંથી કાળજું કાઢી તેને પોતાના દાંતોથી ચાવ્યું હતું અને તે મુડદાંઓના નાકકાન કાપી લીધા હતા, એ આપણે જાણીએ છીએ. દરેક મક્કાવાસી તેને માટે આકરી શિક્ષા કલ્પી રહ્યો હતો. તે પણ પોતાના અપકૃત્યોને લીધે ઘણી શરમાતી હતી. અને વિરસ દેખાતી હતી. તેણે શરમના માર્યા પોતાનું મોઢું બુરખાના પાલવથી ઢાંક્યું હતું અને ઘણી સ્ત્રીઓની

સાથે છુપાતી લપાતી આવી હતી. તે સૌના પછવાડે જઈ ઉભી. પણ પયગમ્બર સાહેબે તેને ઓળખી કાઢી, તેમણે કહ્યું કે હિંદા તને માફી છે. તું મુસલમાન થઈ એ ઘણું સારૂં કર્યું. પછી તે બધાને ઇસ્લામી શિક્ષણ સંભળાવવામાં આવ્યું કે એક જ ખુદાની આરાધના કરો; તેની સાથે અન્ય કોઇને તેનો ભાગીદાર ના બનાવો. કોઈ પણ કાળે અસત્ય વચન ઉચ્ચારશો નહિ. દરેક પ્રકારના અપકૃત્ય અને દુરાચરણથી વેગળા રહેજો.

આ દૃશ્ય એક જોવા જેવું હતું. મુહમ્મદ સાહેબ સ. અ. કોહે સફા ઉપર બિરાજમાન હતા. મક્કાવાસીઓ ચારે દિશાએથી આવી, પોતાની બેવકુફીનો ઈકરાર કરી ઈસ્લામનો સ્વીકાર કરતા અને પોતાની નાલાયકી માટે માફી માગતા. ટૂંકમાં જરા પણ સખતી વાપર્યા વિના મક્કાના દરેક કુરેશીઓ સ્વેચ્છાએ મૂર્તિપૂજાનો ત્યાગ કરી મુસલમાન બની ગયા. જે લોકો સદીઓથી તે મહાન પ્રભુની સામે બંડ ઉઠાવી રહ્યા હતા, તેઓ ક્ષણ માત્રમાં તે દયાળુ પ્રભુની સેવામાં અતિ નમ્રતાથી ઝૂકી પડયા.

"કભી કે જો ફીરતે થે માલિક સે ભાગે,
દીએ સર ઝુકા ઉનકે માલિક કે આગે."

મદીનાના મિત્રોએ પયગમ્બર સાહેબ પાસેથી વચન લઈ રાખ્યું હતું કે જ્યારે ખુદા તમને પોતાના દુશ્મનો ઉપર વિજય આપે અને તમે મક્કા જવાને શક્તિમાન થાવ ત્યારે તમે મદીનાવાસીઓને વિસારે મૂકશો નહિ, પરંતુ હાલના તમારા દસ્તુર પ્રમાણે તમો અમ જેવા ગરીબોના શહેરમાં જ પોતાનો મુકામ રાખશો. મજકૂર વચન પાળવા પયગમ્બર સાહેબ પોતાના વતન મક્કામાં થોડા દિવસ રહી તેની ગલી-શેરી જોઈ મનરંજન કરી મદીના તરફ પાછા ફર્યા.

આ અરસામાં બની હવાઝ અને બની શકીફના કબીલાના વિધર્મીતોપીયોએ સારી સંખ્યામાં ભેગા મળી મક્કા ઉપર આક્રમણ કરવાની તૈયારીઓ કરવા લાગ્યા. મુસલમાનો પણ નવા દુશ્મનનો ભેરો કરવા બહાર નીકળી પડ્યા. તેમાં સૌથી મોખરે ચાલનાર મક્કાના કુરૈશીઓ હતા. સત્યનો તાપ જુવો. જે લોકો ગઈ કાલ સુધી પયગમ્બરના ખૂનના તરસ્યા હતા, તે જ આજે તેમના પ્રાણુની આહુતિ ધરવા બહાર પડ્યા છે. મક્કાથી દસેક માઈલ છેટે યુદ્ધ જામ્યું અને દુશ્મનોનો પરાજય થયો. બની શકીફ તો નાસીપાસ બની લાગલા જ પોતાના તાયફના કિલ્લામાં જઈ સુરક્ષિત થઈ બેઠા. પણ મુસલમાનોએ બની હવાઝની પૂંઠ મૂકી નહિ. અને તેમના કિલ્લા ઉપર કબજો કરી લીધો. પરિણામે તેઓ સઘળા પોતાના આલબચ્ચાં સાથે કેદ પકડાયા.

મુસલમાનો બની હવાઝથી નિર્ભય થઇ, બની શકીફનો હિસાબ લેવા, તાયફ તરફ ઉપડ્યા. આ શહેર એક સુંદર પહાડ ઉપર આવેલું છે. અને મક્કાથી ૩૦ માઈલ દૂર છે. નવ વર્ષ પહેલાં મુહમ્મદ સાહેબ સ. અ. પોતાના બોધવચન સંભળાવવા ત્યાં ગયા હતા. અને લોકોએ તેમને પથ્થર-રોડા મારી ભગાડી મૂક્યા હતા. તેમની એટલી બધી દુર્ગત કરી હતી કે તેમની પીંડળીઓ અને પગમાંથી લોહી નીકળવા માંડ્યું હતું, તે જ આ શહેર હતું. મુસલમાનોએ તેની ચારે તરફ ઘેરો ઘાલ્યો. થોડાક દિવસ વિતતાં તાયફના લોકો થાક્યા અને ઇસ્લામની આણ સ્વીકારી. કિલ્લાની ચાવીઓ તેના નવા સ્વામીને સોંપી દેવામાં આવી. તે પછી તાયફવાસીઓએ પોતાના દેવોની મૂર્તિઓને બે વર્ષ માટે અખંડિત રાખવામાં આવે તેની પયગમ્બર સાહેબ પાસે દરખાસ્ત મૂકી, પણ તેનો સ્વીકાર કરવા તેઓ અશક્ત હતા. એટલે તાયફવાસીઓ પ્રથમ વર્ષ અને પછી માસ એમ પોતાની માગણીમાં ઉત્તરોત્તર ઉતરતા જ ગયા; પણ તેનો બિલકુલ

સ્વીકાર થઈ શકયો નહિ. એક ઇશ્વરના સત્યમાર્ગમાં ક્ષણ માટે પણ મૂર્તિપૂજાને સ્થાન ન હોઈ શકે. છતાં તાયફવાસીઓને ઇસ્લામના સ્વીકાર માટે સ્વેચ્છાએ વર્તવાનું અભયદાન હતું ખરું. તે માટે કોઈ પણ શખ્સ ઉપર સખ્તી ગુજારવામાં આવી નથી. ફક્ત તેમને જણાવવામાં આવ્યું કે તમારી મૂર્તિઓ સુરક્ષિત રહી શકશે નહિ. એકેએક મૂર્તિને તોડી નાખવામાં આવી. ત્યાં સૌથી મોટી મૂર્તિ લાત કરીને હતી અને તેની પ્રતિષ્ઠા બહુ ભારે હતી. જ્યારે મુસલમાનોનો ફટકો તેના ઉપર પડ્યો ત્યારે આખા શહેરના સ્ત્રીપુરુષો રડવા અને કકળવા લાગી ગયા, પણ તે પ્રત્યે પયગમ્બર સાહેબ પોતાની સહાનુભૂતિ બતાવવા અશક્ત હતા.

તાયફવાસીઓએ પોતાની મૂર્તિઓ જતી કરી, કિલ્લાઓ મુસલમાનોને સ્વાધિન કર્યા, અને સ્વયં તેમની વસ્તી બનીને રહ્યા, પણ પોતાના ધર્મથી લેશમાત્ર ચળ્યા નહિ. પયગમ્બર સાહેબે તાયફથી પરવારી પોતાનું પ્રયાણ મદીના તરફ કર્યું.

બની હવાઝન કબીલાના કેટલાક મોટેરાઓ પયગમ્બર સાહેબની સેવામાં હાજર થયા. તેમણે ઘણી આજીજી સાથે પયગમ્બર સાહેબને વિનંતિ કરી કે અમે અમારી શરારત અને સરજોરીનું પરિણામ ભોગવી લીધું; પરંતુ આપ તો દુનિયા માટે આશિર્વાદ રૂપ છો. કૃપા કરી અમારો ગુન્હો માફ કરો અને અમારા બાલબચ્ચા આપને ત્યાં કેદી અવસ્થામાં દાસત્વ કરી રહ્યા છે. તેમને મહેરબાની કરીને મુક્ત કરો.

અરબસ્તાનના તે વખતના લડાઈના પ્રચલિત કાનુનોને અનુસરી તે કેદીઓને દેશના સૈનિકોને વહેંચી દેવામાં આવ્યા હતા, અને તેમને પાછા મેળવવા એ એક વિસમ કાર્ય હતું. કાયદા પ્રમાણે તે ન્યાય પણ નહતો. યાદ રાખવું જોઇએ કે આ બધા લોકો મૂર્તિપૂજક હતા છતાં પયગમ્બર સાહેબને તેમના ઉપર અત્યંત

ત્યાં છૂટી. તેમણે તેમને કહ્યું કે અમે મસ્જિદમાં નમાજને માટે એકઠા થઇએ ત્યારે ત્યાં આવી તમે સૌની રૂબરૂ એવી દરખાસ્ત કરજો અને મને કહેજો કે 'આપ મુસલમાનોને અમારા માટે ભલામણ કરો.' અને અન્ય મુસલમાનોને પણ કહેજો કે "તમે અમારી ભલામણ પયગમ્બર સાહેબને કરો," કે તેઓ અમારા ઉપર દયા ખાય.

બીજે દિવસે બપોરે ઝોહરની નમાજ થઈ ગઈ અને સઘળા મુસલમાનો મસ્જીદેનબ્બીમાં એકઠા મળેલા હતા, ત્યારે હવાઝન કબીલાવાળાઓએ આવીને પયગમ્બર સાહેબની સૂચના અનુસાર મુસલમાનોને કહ્યું: "પયગમ્બર સાહેબે કહ્યું છે કે હું તો મારા અને મારા ખાનદાનના ભાગે આવેલ કેદીઓને મૂક્ત કરી દઉં છું, તેનો કાંઈ બદલો મારે જોઇતો નથી. આજથી તેઓ આઝાદ છે."

આ નેકી અને ઉદારતાની અસર ભાગ્યે જ બીજાના ઉપર થયા વિના રહે. તેજ ઘડીએ સઘળા અનુયાયીઓએ પણ પયગમ્બર સાહેબની ભલાઈ અને મોટા મનનું અનુકરણ કર્યું. થોડી જ વારમાં બિન મુસલમાન ૭ હજાર સ્ત્રીપુરુષો ગુલામીના બંધનમાંથી છૂટયા. તેઓ મુસલમાન નથી.

આ ઉદારતા અને ઈશ્વરના ડરે બની શકીફ અને બની હવાઝનના કબીલા ઉપર એવી તો અસર કરી કે બન્ને કબીલાઓએ તરત જ મૂર્તિપૂજાનો ત્યાગ કરી ઈશ્વરનો ધર્મ એકેશ્વરવાદનો સ્વીકાર કર્યો.

આ બનાવ પછી આપ મદીના પધાર્યા.

# પ્રકરણ ૭ મું

મક્કા ઉપર મુસલમાનો વિજય પામતાં આખા અરબસ્તાનમાં
તેમની ખ્યાતી પ્રસરી ગઈ. મૂર્તિપૂજા એવી વસ્તુ નથી કે જેની બુરાઇઓ
સમજવામાં કાંઈ ઝાઝો કાળ વિતે અને તે પણ પયગમ્બર સાહેબની
શુદ્ધ અને નિખાલસ કેળવણી પછી. પરંતુ લોકોને હઠ હતી અને
સ્વાર્થ વળગેલા હતા. હવે આ બન્ને દોષોથી મક્કાવાસીઓએ મૂક્તિ
મેળવી કે ચારે દિશામાંથી અરબવાસીઓના ટોળાના ટોળા સ્વેચ્છાએ
ઇસ્લામનો સ્વીકાર કરવા પયગમ્બર સાહેબની સેવામાં હાજર થવા
લાગ્યા. જે આરબ લોકો દૂરદૂર રહેતા હતા તેમણે પોતાના એલચીઓ
મોકલ્યા. અને બિલવાસ્તા ઇસ્લામને અંગિકાર કરવાની અભિલાષા
પ્રગટ કરી. આ વર્ષે જુદા જુદા ઠેકાણેથી એટલા બધા એલચીઓ
આવી પહોંચ્યા કે ઇસ્લામની તવારીખમાં આ વર્ષ સાલે વફુદ
(પ્રતિનિધિઓનું વર્ષ) એ નામે પંકાયું.

દરેક કબીલાના પ્રતિનિધિઓનું પયગમ્બર સાહેબ સારું માન સાચવતા અને તેમના માનમોભાના પ્રમાણમાં તેમની સાથે વર્તણુક ચલાવતા. જ્યારે આ લોકો મુસલમાન બની સ્વદેશ પાછા ફરતા ત્યારે તેમની સાથે એક (મિશનરી) મોકલવામાં આવતો કે તે તેમને એકેશ્વરવાદની પૂરતી કેળવણી આપે.

સૌથી છેલ્લું યુદ્ધ કે જેમાં પયગમ્બર સાહેબને સ્વયં ઉતરવું પડયું તે તાબુકનું યુદ્ધ હતું. અરબસ્તાનની સરહદ ઉપર સીરીઆમાં તૂબુક એક શહેર હતું. તેના ઉપર કૉન્સટેંટીનોપલની આણ ચાલતી હતી. તે દિવસમાં અરબસ્તાનમાં સખત દુષ્કાળ પડયો. પરિણામે દેશભરમાં બરબાદી અને અરાજકતાના ચિહ્ન દષ્ટિગોચર થવા લાગ્યા. આ સ્થિતિ જોઈ (ગ્રીકોએ) બાદશાહે અરબસ્તાન ઉપર હલ્લો કરવાનો વિચાર કર્યો. તેઓ ચઢાઈ કરવાની તૈયારીઓ કરવા લાગ્યા. પયગમ્બર સાહેબે જોયું કે આવા ભયંકર દુશ્મનનો અરબસ્તાનમાં પગપેસારો થવો એ ઈષ્ટ નથી અને તેને આવતા પહેલાં વેગળો રાખવો એ જ સલાહ ભરેલું છે. બિચારા આરબ લોકો દુષ્કાળથી પીડાઈ રહ્યા હતા, છતાંએ ૩૦ હજાર માણસો તેમના વાવટા તળે આવી ઉભા. અને ત્યાંથી આગળ વધી ઠેક તેઓ સરહદી શહેર તૂબુક સુધી પહોંચી ગયા. ગ્રીક લોકોએ અરબસ્તાનની આવી જંગી તૈયારીઓ અને સંઘટ્ટન શક્તિ જોઇને હુમલો કરવાનું માંડી વાળ્યું. ઈસ્લામી સૈન્ય ત્યાં ૨૦ દિવસ સુધી રોકાયું. પછી સહીસલામતીથી પાછું ફર્યું.

તૈ નામના કબીલાના લોકો હજી સુધી ઈસ્લામથી દૂર હતા, તેમાં કેટલાક ઝગડાળુઓએ છેડછાડ કરી, દેશમાં કલેશ અને કુસંપ વધારવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મુહમ્મદ સાહેબ સ. અ. આ લોકોને તાબે કરી યોગ્ય શિક્ષા કરવા હજરત અલીને લશ્કર આપીને મોકલ્યા. તે વખતે તૈ કબીલાનો સરદાર અદી બિન હાતીમતાઈ ધર્મે ખ્રિસ્તી હતો. તે હિમ્મત હારી સિરીઆ તરફ નાસી

ગયો. હજરત અલીએ તેના સ્થળો ઉપર કબજો કરી લીધો અને ત્યાંના વતનીઓને "પાબજીલાન" મદીનામાં લઈ આવ્યા.

આ કેદીઓમાં એક હાતીમતાઈની દીકરી હતી. જ્યારે પયગમ્બર સાહેબને આ બાબતની ખબર પડી કે તરત તેને મૂક્ત કરી દેવામાં આવી. અને બાકીનાઓને તેમને કરેલા ગુન્હાના પ્રમાણમાં શિક્ષા ઠરાવવામાં આવી.

તે ભલી કન્યાએ પયગમ્બર સાહેબ આગળ હાથ જોડીને કહ્યું કે જો મારા કબીલાના બીજા લોકોને ગુલામ તરીકે રાખવામાં આવે તો પછી મારા માટે પણ તે જ સ્થિતિ હજાર રીતે આવકારદાયક છે. કારણ કે મારા સગાસ્નેહીઓને ગુલામીમાં મૂકી હું સ્વતંત્ર રહેવા ઇચ્છતી નથી. અને જો મારા સગાસ્નેહીઓને કતલ કરવામાં આવનાર હોય, તો સૌથી પહેલાં મારૂં ગળું કપાવું જોઇએ. એ બધાની કતલ બાદ હું જીવતી રહું એવી મારી ઇચ્છા નથી.

તે કન્યાના આવા ઉદગારો સાંભળી પયગમ્બર સાહેબે સર્વેને જીવતદાન આપ્યું. ઉપકાર તળે દબાયેલા ગુન્હેગારોની ઉપર આ ભલા કૃત્યની ભારે અસર થઈ અને તેઓ સઘળાએ ઇસ્લામનો સ્વીકાર કર્યો.

હવે હજના દિવસો આવી લાગ્યા હતા. મુહમ્મદ સાહેબે સ. અ. પોતાના મિત્ર હજરત અબુબકર ર. સિદીકને હાજીઓના કાફલા સાથે હજની ઉત્તરક્રિયા કરવા મોકલ્યા. અને કેટલાક ખાસ કામોને અંગે પયગમ્બર સાહેબ મદીનામાં રોકાઈ રહ્યા. હ. અબુબકર ર. સાથે હ. અલી ર. ને પણ મોકલવામાં આવ્યા હતા. અને હજની ઉત્તરક્રિયા થઈ રહ્યે બીજે વર્ષથી મક્કા કેવળ એક ખુદાને માનનારાઓ માટે જ તિર્થસ્થળ રહેશે, અને કોઈ પણ મૂર્તિપૂજકને ત્યાં પ્રવેશ કરવાનો અધિકાર નહિ હોય. એ વિષેનો ઢંઢેરો પીટાવી દેવાનું ફરમાવવામાં આવ્યું. એ પ્રમાણે હજની સમાપ્તિ થતાં તો હજરત અલી ર. એ કુરઆનીના

દિવસે ઉભા થઈ મોટા અવાજે આ ઢંઢેરો સંભળાવી દીધો કે આવતા વર્ષથી કોઈ મૂર્તિપૂજકને અહીં દાખલ કરવામાં આવશે નહિ. અને અત્યાર સુધી જેમ કેટલાક માણસો જંગલી અવસ્થામાં નગ્ન થઇ બૈતુલહરામ કાબા શરીફની પ્રદક્ષિણા કરતા હતા, તેમ કરવા દેવામાં આવશે નહિ. જે લોકોએ કોઈ ખાસ કોલકરાર કરી લીધો હશે તે એક નક્કી કરેલા સમય સુધી તે પ્રમાણે રહી શકશે. બાકીના લોકોને ચાર માસની મુદ્દત આપવામાં આવે છે, તેઓ પોતપોતાના દેશમાં પાછા ચાલ્યા જાય. આ સમયની મુદ્દત ખતમ થતાં કોઈના કાંઇ પણ બહાના ચાલી શકશે નહિ.

આ ઢંઢેરા પછી હજરત અબુબક્કર ર. અને હ. અલી ર. બીજા મુસલમાનોની સાથે મદીના પાછા આવતા રહ્યા. અને આ ઢંઢેરાની એ અસર થઈ કે બીજું વર્ષ પૂરૂં થાય તે પહેલાં લગભગ આખો અરબસ્તાન મુસલમાન બની ગયો.

હવે હિજરી વર્ષ ૧૦મું બેઠું. આ વર્ષના મોટા ભાગમાં પયગમ્બર સાહેબે મુખ્ય કામ એ કર્યું કે અરબસ્તાનના દરેક કબીલામાં પોતાનો એક એક પુરોહિતને કેળવણી આપવા નક્કી કરી મોકલી આપ્યો. અને આડોશપાડોશના જે બાદશાહો હજી સુધી ઇસ્લામમાં આવ્યા ન હતા, તેમની પાસે પોતાના એલચીઓ મોકલ્યા. તેમાનાં કેટલાક તરફથી પયગમ્બર સાહેબની સેવામાં ઇસ્લામનો સ્વીકાર કર્યાના ખુશખબર લઈ એલચીઓ પાછા આવ્યા. આ તનતોડ મહેનતનું એ પરિણામ આવ્યું કે જે પ્રદેશ સદીઓથી અંધકારના કૂપમાં ડુબેલ હતો, જ્યાં દરેક પ્રકારની બદી અને મૂર્તિપૂજા (સ્થાપિત) બિરાજતી હતી, જ્યાં વહેમનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું, ટૂંકમાં ત્યાંના રહેવાસીઓ એવા દુષ્ટ કૃત્યોથી ટેવાયલા હતા, કે જેનું વર્ણન વાંચતાં શરીર ઉપરનાં રૂંવાડા ઉભા થઈ જાય છે. એક જ ઘડીમાં આ બધું સ્વર્ગભૂમિ બની ગયું અને આ સઘળા પાપાચરણ કરનારા આ પ્રદેશથી દૂર થઈ ગયા.

જ્યારે અરબસ્તાનમાં આ આત્મોદ્ધારની ક્રાંતિ થઈ ચૂકી, ત્યારે મુહમ્મદ સાહેબને જણાઈ ગયું કે જે કાર્યની સિદ્ધિ અર્થે ઇશ્વરે મને મોકલ્યો હતો તે સંપૂર્ણ થયું. અને હવે મારું મરણ નજીક છે, એમ નક્કી માન્યું. એ પછી તેમણે એક છેવટની હજ કરવાનો નિશ્ચય કર્યો. તે ઉપરથી ૨૫ ઝીલકદના રોજ તેમનો કાફલો મક્કા તરફ ઉપડયો. પણ વાચક! આ વખતે તેમની સાથે કેટલા માણસો હતા તેનો અંદાજ લગાવી શકીશ. તેજ અમીનાનો પિતારહિત બાળક જેને દાઈ હલીમા દૂધ પાવાને પણ વિચાર કરતી-તે જ માણસ જેને મક્કામાં કોઈ આશ્રય આપતું ન હતું, અને જેને નાસી જતી વખતે ફક્ત બે જ જણ સાચા મિત્ર મળ્યા: તેમાં એક ઘરમાં પથારી ઉપર સૂતો, જ્યારે બીજાએ તેમની સાથે જાન જોખમમાં નાખી પહાડની ખીણમાં આશ્રય લીધો. આ ચિત્ર જરા આંખ સામે લાવો. આજે તેના વાવટા નીચે કેટલા માણસો છે? આજે તેની સાથે એક લાખ ચોવીસ હજાર ઈશ્વરભક્ત અરફાતના મેદાન ઉપર એક ખુદાની આગળ ઉઘાડા માથે, વગર સીવેલા કફનના જેવા લુગડા પહેરેલા વેશે, અમીર-ગરીબનો ભેદ દૂર મૂકી મેદાને હશરનું દશ્ય સમાન ઉભા છે. અલ્લાહો...અકબર સત્યનો વિજય-કેટલું અને કેવું ભવ્ય દશ્ય.

પયગમ્બર સાહેબ જબલે અરફાત ઉપર ચડી ગયા. અને પોતાના ભક્તોને નીચે પ્રમાણે સંબોધવા લાગ્યા:—

કરણીનો હિસાબ લેશે. જુઓ, સ્ત્રીઓની સાથે કદી પણ બદસલુકી અવ્યવહાર ચલાવશો નહિ. તેમની તરફ હંમેશ તમારી મહેરબાની બતાવજો. તમારા 'ગુલામોને તમે જે આરામ-વિશ્રામ ભોગવતા હોય તે આપજો. જો તેમનાથી કાંઈ ભૂલ થઈ જાય તો તમે સઘળા તે દરગુજર કરજો. યાદ રાખજો કે સઘળા મુસલમાનો આપસ આપસમાં ભાઈ છો. જો જો કોઈ એકબીજાના હક્ક ઉપર ત્રાપ ન મારતા. તે પછી હજની નમાજ પઢવામાં આવી. અને મુહમ્મદ સાહેબ સ. અ. મદીના પાછા ગયા.

હવે અગીઆરમું હિજરી વર્ષ બેઠું. તે વર્ષ પયગમ્બર સાહેબના (વિયોગ) મરણતિથિનું વર્ષ છે. આ વર્ષમાં જ્યાં સુધી તેઓ જીવતા હતા ત્યાં સુધી તેઓ મદીનાની બહાર નીકળ્યા નહિ. તાબુકના યુદ્ધમાંથી પાછા ફરતાં ગ્રીક લોકોએ એક મુસલમાનને કતલ કર્યો હતો, તેનો બદલો લેવા તેમણે એક સૈન્ય રવાના કર્યું. પરંતુ મુહમ્મદ સાહેબ સ. અ. સખત બીમાર થઈ જવાથી તે સૈન્ય રસ્તામાંથી પાછું ફર્યું.

તેજ દિવસોમાં બે માણસો મુસેયાલમા અને અસવદે પયગમ્બર હોવાનું જાહેર કર્યું. અને પોતાના કબીલાઓમાં લાગવગ ચલાવી ક્યામતના પાટનગર સના ઉપર કબજો કરી લીધો. આ પૈકીના અસવદને તો તરતમાં સ્વધામ પહોંચાડી દેવામાં આવ્યો. અને મુસેયાલમા પયગમ્બર સાહેબની બીમારીને લીધે થોડા દિવસ માટે સજા ભોગવતા બચી ગયો, પણ અંતે તેના સાથીના જેવું નસીબ તેને પણ સાંપડ્યું.

હવે પયગમ્બર સાહેબનું વય લગભગ ૬૩ વર્ષ જેટલે પહોંચી ગયું હતું. વૃદ્ધાવસ્થા, કમજોરી, અને અથાગ શ્રમને લીધે તેમના સ્વાસ્થ્યને ધક્કો પહોંચ્યો. છેવટે તેમને તાવ લાગુ પડ્યો, પણ તેઓ એટલા દૃઢ સ્વભાવના હતા કે એવી ભયંકર બીમારીમાં પાંચે વખત મસ્જિદમાં જતા અને પોતે ઉપાસના કરાવતા. હજરત આયેશાનું મકાન મસ્જિદથી ઘણું પાસે હતું. બીમારીના દિવસોમાં પયગમ્બર સાહેબનો

જ્યારે અરબસ્તાનમાં આ આત્મોદ્ધારની ક્રાંતિ થઈ ચૂકી, ત્યારે મુહમ્મદ સાહેબને જણાઈ ગયું કે જે કાર્યની સિદ્ધિ અર્થે ઈશ્વરે મને મોકલ્યો હતો તે સંપૂર્ણ થયું. અને હવે મારું મરણ નજીક છે, એમ નક્કી માન્યું. એ પછી તેમણે એક છેવટની હજ કરવાનો નિશ્ચય કર્યો. તે ઉપરથી ૨૫ ઝીલકદના રોજ તેમનો કાફલો મક્કા તરફ ઉપડ્યો. પણ વાચક! આ વખતે તેમની સાથે કેટલા માણસો હતા તેનો અંદાજ લગાવી શકીશ. તેજ અમીનાનો પિતારહિત બાળક જેને દાઈ હલીમા દૂધ પાવાને પણ વિચાર કરતી–તે.જ માણસ જેને મક્કામાં કોઈ આશ્રય આપતું ન હતું, અને જેને નાસી જતી વખતે ફક્ત બે જ જણ સાચા મિત્ર મળ્યા: તેમાં એક ઘરમાં પથારી ઉપર સૂતો, જ્યારે બીજાએ તેમની સાથે જાન જોખમમાં નાખી પહાડની ખીણમાં આશ્રય લીધો. આ ચિત્ર જરા આંખ સામે લાવો. આજે તેના વાવટા નીચે કેટલા માણસો છે? આજે તેની સાથે એક લાખ ચોવીસ હજાર ઈશ્વરભક્ત અરફાતના મેદાન ઉપર એક ખુદાની આગળ ઉઘાડા માથે, વગર સીવેલા કફનના જેવા લુગડાં પહેરેલા વેશે, અમીર–ગરીબનો ભેદ કોરે મૂકી મેદાને હશરનું દશ્ય સમાન ઉભા છે. અલ્લાહો...અકબર સત્યનો વિજય–કેટલું અને કેવું ભવ્ય દશ્ય.

પયગમ્બર સાહેબ જબલે અરફાત ઉપર ચડી ગયા. અને પોતાના ભક્તોને નીચે પ્રમાણે સંબોધવા લાગ્યા:—

ઓ હાજર રહેલા ઈસ્લામીઓ! કદાચ હું આવતા વર્ષે તમારી સાથે ના હોઉં. એટલે હું જે કહું છું તે ધ્યાન દઈને સાંભળો અને તે તરફ ચિત્ત ચોંટાડો. આ મહિનો અને ખાસ કરીને તેમાં આજનો દિવસ પવિત્ર છે. તમે સઘળાએ પ્રત્યેક વર્ષે આ દિવસે એક દિવસ ખુદાની સમક્ષ આ ઠેકાણે જરૂર આવજો. ઓ ઈસ્લામીઓ! એટલું યાદ રાખજો કે કયામતના દિવસે તમારે સઘળાને ખુદાની સમક્ષ જવાબદારી આપવી પડશે. તે તે પ્રસંગે તમારા કૃત્યો તથા તમારી રહેણી

વાસો ત્યાં જ રહ્યો. અને તે પણ અત્યંત વહાલ અને પ્રેમથી તેમની ખાતર-બરદાસ્ત ચાકરી કરતાં. મરણ કાળના ત્રણ દિવસ અગાઉ જ્યારે તેઓ ઘણા અશક્ત થઈ ગયા ત્યારે તેમણે પોતાના પિતરાઈ હજરત અલી ર. તથા ફ્જલ પાસે એવી દરખાસ્ત કરી કે તેઓ તેમને ટેકા વડે મસ્જિદમાં લઈ ચાલે. તે લોકો માટે આ આજ્ઞા શિરોવંદનીય હતી. મસ્જિદમાં ગયા ત્યારે તેઓ ઘણા જ અશક્ત હોવાથી તેમણે ઉપાસનાના નાયક તરીકે પોતાના સ્થાને હજરત અબુબક્કર ર. ને ઉભા કર્યા. અને તેમણે તેમના પછવાડે પોતાની નમાજ અદા કરી. નમાજમાંથી મુક્ત થતાં તેઓ બેસી ગયા, અને લોકોને સંબોધીને કહેવા લાગ્યાઃ જો મારાથી કોઈને પણ કંઇ ઇજા પહોંચી હોય તો હું અત્યારે તેની ક્ષમા યાચવા હાજર છું...જો તમારામાંથી કોઈનું મારી પાસે કંઈ લહેણું હોય તો તે અત્યારે મારી પાસેથી માગી લેવું.

આ વખતે એક જણે ઉભા થઈ વિનંતિ કરી કે મારા ત્રણ દીરમ લહેણા રહે છે. તે ઋણ તરત અદા કરવામાં આવ્યું.

તે પછી પયગમ્બર સાહેબે સૌ હાજર હતા તેમને ઘણા શિખામણના વચન કહ્યા. ત્યાર પછી તેઓ પોતાના મકાને પાછા આવ્યા. અને ત્યાંથી પછી બહાર નીકળી શક્યા નહિ. હવે દિનપ્રતિદિન તેમનો વ્યાધિ વધતો ગયો. પોતે પાણીનું ભરેલું એક પવાલું પાસે મૂકાવ્યું હતું, તેમાં હાથ બોળી વારંવાર પોતાના ચહેરા ઉપર તે હાથ ફેરવતા. અંતે રબીઉલ અવ્વલની બારમી તારીખે એટલે ઈ. સ. ૬૩૨ના જુનની ૮મી તારીખે સોમવારના દિવસે બપોરના સમયે, ધીમે ધીમે અલ્લાહનું સ્મરણ કરતાં આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરી, તે અમર સંસારમાં સીધાવ્યા. ટૂંકમાં જે દિવસ અને જે તારીખે જન્મ લીધો હતો તે જ દિવસ અને તે જ તારીખે આ સંસારનો ત્યાગ કર્યો.